શ્રી શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની પ્રસંશા પામેલા
પાપ, અભિમાન અને વારસદારના સર્જક

શ્રી નારાયણબાબુ કૃત

# અ • પ • ર્ણા

: અનુવાદક :

'મૃદુલ'

પાપ, અભિમાન, વારસદાર, ગૃહત્યાગ, નારી, મુક્તપંખી, પરિચારિકા, નિરૂપમા, મમતા, વિજેતા, લાલમાટીનો રસ્તો વગેરેના અનુવાદક.


કિતાબઘર
રાજકોટ



મમતા અને પ્રેરણાના પોષક

પરમસ્નેહી

ડૉ. મણીલાલ લલ્લુભાઇ શાહને

સુખભરી સ્મૃતિના પ્રતિક રૂપે...

' મૃદુલ '

... ... વિશ્વસંગ્રામના કપરા સંયોગો વચ્ચે રહીને 'કિતાબઘર' આજે ગૂજરાત સમક્ષ ચોથું પ્રકાશન રજૂ કરે છે. કાગળની સખત મોંઘવારીના કારણે આ ગ્રંથની કિંમત વધારે રાખવી પડી છે, પરંતુ સામગ્રીની દૃષ્ટિએ આ ગ્રંથ કોઇને નિરાશ નહિ કરે. . . . . .

... ... મારા મિત્ર શ્રી. નંદલાલ મોહનલાલ ઠક્કર (એન. એમ. ઠક્કરની કું. મુંબઇ) તરફથી આ નવલકથા પ્રગટ થવાની હતી, પરંતુ પ્રકાશક તરીકેની મારી શરુઆત હોવાના કારણે આ કથા પ્રગટ કરવાની તેઓશ્રીએ મિત્ર-ભાવે મને સંમતિ આપીને મારા કાર્યને ખૂબ પ્રેરણા આપી છે. એ બદલે એમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

... ... અને 'કિતાબઘર'ની પ્રગતિ તથા પ્રતિષ્ઠામાં હંમેશ સાથ આપનાર મારા મિત્રો શ્રી. ધીરેન્દ્ર ખખ્ખર અને શ્રી. હીરાલાલ પારેખને હું આ તકે કેમ ભૂલી શકું? . . .

**પ્રકાશક**

# પ્ર ૦ સ્તા ૦ વ ૦ ના

બંગસાહિત્યના કથા સમ્રાટ સ્વ૦ **શ્રી શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય** તરફથી જેમની વાર્તા કલા પર પ્રસંશાના ફૂલ વેરાયાં છે, તે **શ્રી નારાયણબાબુ**ની આ એક સુંદર કલાકૃતિ છે. આ પહેલાં મારા હાથે શ્રી નારાયણબાબુની ત્રણ કલાકૃતિઓના ગુજરાતી રૂપાંતર થયાં છે. 'પારૂ' 'અભિમાન' અને 'વારસદાર' ના વાચકને શ્રી નારાયણબાબુની કલાનો વિશેષ પરિચય આપવો એ સોના પર ઢોળ ચઢાવવા જેવું જ છે.

શ્રી નારાયણબાબુએ ઘણી કથાઓ લખી છે. અને દરેક કથાઓના મધ્ય બિંદુ તરીકે ગામડાનું વાતાવરણ ઝીલ્યું છે. એથી જેમની કલા વધારે આદર પામી છે, વધુ લોકભોગ્ય બની છે. શહેરના વાતાવરણ વચ્ચે જીવી રહેલાં પાત્રોને ઉચકી લઇ શહેરના વિલાસ અને રોમાન્સ સહિત રજૂ કરવાં એ જેટલું સરલ છે, તેટલું જ કથાના રસાસ્વાદને અતૂટ રાખી ગામડાનાં વાતવરણને વિકસાવવું એ વિશેષ કઠણ છે. શ્રી નારાયણને આ સાધનામાં સફળતા સાંપડી હતી, તેથી જ બંગસાહિત્ય સમાજ સમક્ષ તેઓ પલ્લિ-ચિત્ર-નિપુણની કીર્તિથી શોભી શકયા હતા.

પ્રસ્તુત નવલકથા શહેર અને ગામડાનાં વાતાવરણ વચ્ચે ખૂબ પછડાટ અનુભવતી હોય, માનસિક આઘાત પ્રત્યાઘાતના વમળ વચ્ચે સંવેદન જગવતી હોય અને વાસ્તવિક જીવનના હર્ષ-દર્દભર્યા પડછાયાને આબાદ ઝીલતી હોય એમ લાગ્યા વગર રહેશે નહિ. સ્વ. શ્રી શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય જે રીતે નારી હૃદયના ઉંડાણને ઉકેલી શકતા હતા, તે રીતે શ્રી નારાયણ પણ નારી હૃદયના મનોભાવને અંકિત કરવામાં પંકાયા હતા. શ્રી શરદ્ જેટલી સચોટ વેધકતા શ્રી નારાયણમાં નથી, પણ શ્રી શરદ્‌ના પગલે ચાલવા જેટલી દઢતા તો જરૂર છે.

'અપર્ણા'નો પરિચય હું આપું એ કરતાં વાંચકો જ પોતાની મેળે પરિચય મેળવે એ વધારે ઉચિત છે. હું તો માત્ર એટલું જ કહી શકું, આ કથા નિર્દોષ અને સંભાળપૂર્વક લખાયેલી છે. કથાના કોઇપણ ભાગમાં નથી લાગણી-વેડા કે નથી જાતીય વિકૃતિની ગરમી પેદા કરે એવા બખેડા. સ્ત્રી પુરુષના જીવનના સહજ સંબંધને ખૂબ સહજ ભાવે રજૂ કરીને શ્રી નારાયણબાબુએ પોતાની કલા–નિપુણતાનો ભવ્ય પરિચય કરાવ્યો છે. નરનારના જીવનની સાત્વિક અને સ્વાભાવિક જીવનઘટનાનું નિરુપણ કરતી આ એક સુંદર કલાકૃતિ છે. કોઇપણ પ્રકારના સંકોચ વગર ભાઇ બહેનના હાથમાં મૂકી શકાય એવી આ નિર્દોષ અને સરલ કથા છે.

હવે એક પ્રશ્ન રહે છે. 'આપણા સાહિત્યમાં અનુવાદોનું સ્થાન આટલું બધું શા માટે ?' આ પ્રશ્ન આજે ચારે તરફથી પૂછાઇ રહ્યો છે. પરંતુ આવો પ્રશ્ન કરનારા એ ભૂલી જાય છે કે, આપણે ત્યાં માનવજીવનના સંવેદનોને સહજ ભાવે રજૂ કરી શકે એવા કલાકારો અતિ અલ્પ છે. અને આપણા કથા શિલ્પીઓ જીવનની વાસ્તવિકતા કરતાં પ્રચારઘેલછા અને લાગણીવેડાના કુંડાળામાં ખૂબ ગોંધાઇ રહે છે. આ કારણે જ આપણી દૃષ્ટિ અનુવાદો પ્રત્યે સ્થિર બની છે. એ દૃષ્ટિ વાળવાનો ઉપાય 'ટીકા' કરતાં 'કુંડાળાના ત્યાગ'માં રહેલો છે એમ મારું માનવું છે.

હું આશા રાખું છું કે 'અપર્ણા'નો સત્કાર મારા અગાઉના અનુવાદો માફક જ થશે.

રાજકોટ,
'૯૯ ચૈત્ર શુ. ૧૩

'મૃદુલ'

દૂરે કેન જાય ગો લોકે,—
આમિ જે ચાઇ થાકતે કાછે,
આના ગોના પુરિયે હિયે
કાછે થાકાય દોષ કિ આછે?

એસો કાછે પ્રિય આમાર,—
એસ આમાર જનમ ભરી;
એ ક લા ઘરે ઓ ગો!
આમિ તોમાર કથા સ્મરણ કરી!

આસતે તોમાય હબેઇ હબે—
અગોણેતેઇ આસતે હબે,—
જેગે ભાલ ફેલલે બેસે—
સ્વપ્ને ભાલ બાસતે હબે.

—સત્યેન્દ્ર

# ૧

શનિવાર હતો. સાંજના ચાર વાગ્યા હતા. પટલડાંગાના કોઈ એક છાત્રાલયની પરશાળમાં વિદ્યાર્થીઓની એક સભા બેઠી હતી. આ સભામાં કોઈ નક્કી કરેલ પ્રમુખ અથવા વક્તા નહોતા, સહુ વક્તા હતા, સહુ શ્રોતા હતા. છતાં પણ એ બધા વચ્ચે અનુકુલ મુખ્ય વક્તા હતો અને તે પોતાની અસાધારણ વકતૃત્વ શક્તિના પ્રભાવે સર્વને મુગ્ધ કરી રહ્યો હતો. કેવળ આજ માટે નહિ, પણ જ્યારે જ્યારે વિદ્યાર્થીઓની સભા મળતી ત્યારે ત્યારે અનુકુલ પોતે જ મુખ્ય વક્તાનું સ્થાન લઈને બધા વિદ્યાર્થિઓની શંકા અને તર્કની મારામારીનો અંત લાવતો. વિદ્યાર્થિઓ પણ એની ન્યાય અને યુક્તિ ભરી મીમાંસા સ્વીકારવામાં જરાપણ આનાકાની કરતા નહિ. આ રીતે સ્વીકાર કરવાનું પણ કારણ હતું. એક તો અનુકુળ છાત્રાલયના બધા છાત્રમાં ઉમ્મરે મોટો, જમીનદારનો પુત્ર અને પ્રેસિડેન્સી કોલેજનો એમ. એ. નો વિદ્યાર્થી, તદુપરાંત તેણે બંગાળી, અંગ્રેજી, સંસ્કૃત વગેરેના એટલાં પુસ્તકો વાંચી કાઢયાં હતાં કે, વાતચીતમાં તે કોઈ પણ ઋષિ અથવા પાશ્ચાત્ય વિદ્વાનનો અભિમત રજૂ કરીને પોતાની વાતને સંપૂર્ણ સાચી મનાવતો. એટલે એનો નિર્ણય દરેકને સ્વીકારી લેવો પડતો. કદાચ એકાદ બે છાત્ર પ્રતિવાદ કરવા જતા પરંતુ અન્ય છાત્રોની પ્રસંશાવાણીના પ્રબળ પ્રવાહ વચ્ચે પ્રતિવાદનો હળવો ધ્વનિ અલોપ થઈ જતો.

આજની સભામાં ધર્મ સંબંધી તર્ક જામ્યો હતો. કયો ધર્મ શ્રેષ્ઠ છે, આ પ્રશ્ન પર જ્યારે છાત્રમંડલી વચ્ચે તર્કનો તુમુલ સંગ્રામ શરૂ થઈ ગયો, ત્યારે અનુકુલે મુખ્ય વક્તાનું આસન ગ્રહણ કરીને બધાને સમજાવી દીધું કે, હિન્દુધર્મ કરતાં શ્રેષ્ઠ ધર્મ બીજો કોઈ નથી. જગતમાં જેટલા પ્રકારના ધર્મો પ્રચલિત છે, તે બધા આ અનાદિ ધર્મમાંથી ગૃહિત થયેલા છે. કારણ, એ સઘળા ધર્મો ભારતવર્ષના સનાતનધર્મ પછી ઊભા થયેલા છે. દાખલા તરીકે ખ્રિસ્તી ધર્મના ક્રાઇસ્ટ તો કૃષ્ણમાંથી ગૃહિત થયા છે, આ માટે કોઈ પ્રકારનો સંદેહ નથી; હિન્દુના રામ ઉચ્ચારણ–ભેદથી મુસલમાનો સામે રહિમ બન્યા છે, બિસમિલ્લાહ–વિશ્વેશ્વર સિવાય અન્ય કશું નથી. એટલે હિન્દુધર્મ જેવો શ્રેષ્ઠ ધર્મ બીજો કોઈ નથી. આ વાત મેકસમુલર જેવા પંડિતે પણ સ્વીકારી છે.

આ પ્રમાણે કહીને અનુકુલે પોતાની વાતના સમર્થનમાં મેકસમુલરના શબ્દો કહી, બધા વિદ્યાર્થીઓને મુગ્ધ કરી મૂક્યા. અને એ સમયે બધાની પ્રસંશાભરી દૃષ્ટિ અનુકુલના વદન પર સ્થિર થઈ.

નરેન અત્યાર સુધી એક તરફ બેઠો બેઠો એક નવલકથામાં મન દોડાવી રહ્યો હતો. તેણે નવલકથા એક તરફ મૂકી સ્વસ્થ થઇ કહ્યું: 'જો અનુકુલ ભાઇ, હું તારા આ વિચારને સંપૂર્ણપણે સ્વીકારી શકતો નથી. કોઈપણ એક વસ્તુને જ્યારે શ્રેષ્ઠ કહેવાની હોય, ત્યારે તે વસ્તુનું શ્રેષ્ઠત્વ ક્યાં છે, તે બતાવવું જરૂરી છે.'

રાધિકાચરણે માથું ઊંચું કરી કહ્યું : 'ક્યાં છે એનો અર્થ શું ? હિન્દુ ધર્મનું શ્રેષ્ઠત્વ તો દરેક વિષયમાં છે; જ્ઞાન, વિજ્ઞાન અને સાધના...'

વચ્ચે જ નરેન હસીને બોલ્યો : 'જ્ઞાનમાં તો જાણે ઘટત્વ-પટત્વ જ્ઞાન; અને વિજ્ઞાનમાં 'પ્રતિપદે અર્થહાનિ કુષ્માંડ ભક્ષણે' અને ન સમજાય એવાં બંધન. પછી રહી સાધના...'

અનુકુલ બોલ્યો : 'સાધનાની પ્રણાલી હિન્દુ ધર્મમાં જેટલી સુંદર છે, તેવી બીજા કોઈપણ ધર્મમાં નથી. એકની વચ્ચે બહુ, બહુની વચ્ચે એકનો આરોપ, આ કેવળ હિન્દુ શાસ્ત્રકારો જ કરી શકે.'

નરેને કહ્યું : 'તેથી જ તો જેટલા પથ્થર અને જેટલી પ્રતિમાઓ, એ બધામાં ઇશ્વરને જડી દઈ એકે એકને ઇશ્વરનો અવતાર બનાવીને સ્થાપવામાં આવેલ છે.'

અનુકલે કહ્યું : 'પરંતુ એ પથ્થરમાં જ ઇશ્વરનો વિકાસ જોઈ શકાય છે : જડમાં ચૈતન્યને પ્રત્યક્ષ કરવું, એ કાંઇ સહજ જ્ઞાનનું કાર્ય નથી. એક માત્ર હિન્દુ શાસ્ત્રકારો જ આ જ્ઞાનના અધિકારી થઈ શક્યા છે.'

નરેને કહ્યું : 'અને આપણે માત્ર એ ગર્વ ધારણ કરીને એવા નિશ્ચિંત થઈ ગયા છીએ કે, સમગ્ર જગતની ઉન્નતિ-અવનતિના ઇતિહાસ પ્રત્યે સંપૂર્ણ ઉપેક્ષા ભરી દૃષ્ટિ કરવામાં મગ્ન બની ગયા છીએ અને જેઓ જડમાં ઇશ્વરની સત્તાનો અનુભવ કરી ગયા છે, તેઓના શાસ્ત્રો લઈને આપણે ચેતનને પણ ઘૃણા ભરી નજરે જોઈ એનો તિરસ્કાર કરતાં અચકાતા નથી.'

અનુકલે કહ્યું : 'એનો અર્થ છે જાતિભેદ. કર્મભેદના કારણે જાતિભેદ સ્વાભાવિક છે. જાતિભેદ કયા ધર્મમાં નથી એ તો કહે જોઉં ? અત્યારનો ઉદાર ગણાતો ખ્રિસ્તી ધર્મ, શું એમાં જાતિભેદ નથી ? એક લોર્ડ શું કોઈ ચમાર સાથે એક ટેબલ પર બેસીને ખાણું ખાઈ શકશે ?'

નરેને કહ્યું : 'એક ટેબલ પર બેસીને ન ખાવા છતાં પણ ધર્મમાં એને જુદો માનવામાં નથી આવતો, એને અડીને કોઈ સ્નાન કરવા નથી જતું. અને એ ચમાર કોઈપણ દિવસે લોર્ડ બની શકે,

તો તેની સાથે એક ટેબલ પર બેસીને જમવામાં કોઈ વિરોધ નહિ કરે. પરંતુ તમારા ઉદાર હિન્દુ ધર્મમાં જે ચંડાલ છે, તે સદા માટે ચંડાલ જ રહેશેઃ પછી ભલેને તે ગમે તેટલાં સારાં કામ કરતો હોય. બ્રાહ્મણ ગમે તેટલાં નીચ કામ કરે, છતાં તે બ્રાહ્મણ; ચંડાલના અન્ન પર જીવન ચલાવતો હોય છતાં તે પોતાના બ્રાહ્મણત્વનું પ્રભુત્વ છોડવા તૈયાર નહિ થાય.'

અનુકુલે કહ્યું : 'તારી આ માન્યતા સાવ પાયા વગરની છે. તો પછી ચૈતન્યદેવે યવન હરિદાસને પડખામાં શા માટે લીધો ?'

નરેને હસીને કહ્યું : 'તમારા હિન્દુ ધર્મે એને સ્થાન નથી આપ્યું, અનુકુલભાઇ! એ તો છે ચૈતન્યદેવે પ્રવર્તાવેલો વૈષ્ણવ ધર્મ. તમારા ઉદાર હિન્દુ ધર્મે તો એ ધર્મને પણ એક તરફ ધકેલી રાખ્યો છે.'

અનુકુલે કહ્યું : 'તું સમજી શકતો નથી, આચાર એ જ હિન્દુ ધર્મનું મૂળ લક્ષ્ય છે. જેના જેવા આચાર, તેવું તેને સ્થાન હિન્દુ ધર્મે આપ્યું છે.'

માથું હલાવીને નરેન બોલ્યો : 'હવે રસ્તા પર આવ્યોઃ ત્યારે શાસ્ત્રબાસ્ત્ર કશું જ નથીઃ આચાર પણ કેટલા પ્રકારના...! કુલાચાર, દેશાચાર, અને સ્ત્રીના આચાર પણ ખરા. હિન્દુઓ અત્યારે વેદ-શાસ્ત્ર સઘળું છોડીને કેવળ આચારની સાંકડી દિવાલોમાં જ પોતાના ધર્મને સુરક્ષિત રાખી રહ્યા છે.'

જરા ખીજાઈને અનુકુલ બોલ્યો : 'એવું હોવા છતાં પણ હિન્દુધર્મ આજ ઉન્નત મસ્તક રાખીને ખડો છે.'

હસતા હસતા નરેન બોલ્યો : 'માથું ઊંચું કરીને ઊભો નથી અનુકુલભાઈ, માથું દબાવીને કોઈ પણ ઉપાયે પોતાનું અસ્તિત્વ જાળવી રહ્યો છે.'

ક્રોધ ભર્યા સ્વરે અનુકુલ બોલ્યો : 'જે સ્થળે તારા જેવા સેંકડો અનાચારીઓ હિન્દુધર્મના અસ્તિત્વનો નાશ કરવા ખાતર હિન્દુધર્મ પર અસંખ્ય પ્રહાર કરી રહ્યા હોય, તે સ્થળે એટલું પણ અસ્તિત્વ જાળવી રાખવું એ શું એના માટે પૂરતું નથી ?'

નરેને હસીને કહ્યું. 'હવે હું હાર કબૂલ કરું છું, અનુકુલ ભાઈ.'

બધા ઉચ્ચ સ્વરે હસી પડ્યા.

નરેન હસતા હસતા ગાવા લાગ્યો :—

'હવે હું થયો હિન્દુ કરુણા સિંધુ,
ગોવિંદજીને ભજવા છે.'

રમેશ ઉચ્ચ કંઠે ગાવા લાગ્યો :—

'મુરગી ન ખાંઉં, કારણ, મળે ના,
માંસ ખાઈ પતાવું રે.'

ફરી એક વાર ઉચ્ચ હાસ્યધ્વનિથી વાતાવરણ ગૂંજી ઊઠયું. અનુકુલે રોષ–ગંભીર નજરે રમેશ સામે જોઈને—વિરક્તિ ભર્યા સ્વરે કહ્યું : 'જો રમેશ! ધર્મને અને મશ્કરીને શોભે નહિ. ધર્મની વાત સાથે મશ્કરી કરવી એ બહાદુરી નથી.'

અનુકુલના આ તિરસ્કારથી નરેન સિવાય સઘળાંએ માથાં નમાવી દીધાં. અનુકુલે નરેન સામે તીવ્ર નજરે જોઈને કહ્યું: 'આજ-કાલ વાર્તાચિતોમાં, નવલકથાને નાટકોમાં, ગદ્ય ને પદ્યમાં ધર્મ પર વ્યંગ કરવો એ જ જાણે મોટી બહાદુરી થઈ રહી છે. આ પણ આપણી જાતીય અવનતિનું એક પ્રધાન લક્ષણ છે. જો; કોઈ ખ્રિસ્તી પોતાના ધર્મની મઝાક નહિ ઉડાવે, કોઈ મુસ્લિમ ઇસ્લામધર્મની નિંદા પારકાના મોઢેથી પણ નહિ સહી શકે: પરંતુ આપણું એટલું અધઃ પતન થયું છે કે, આપણે પોતે હસતાં હસતાં આપણા ધર્મની મશ્કરી–નિંદા કરી શકીએ છીએ.'

નરેને મૃદુ હાસ્ય સહ કહ્યું: 'એનું કારણ છે, ધર્મ ઉપર આપણામાં આંતરિકતાનો અભાવ છે. આપણામાંથી જે લોકો ધર્મને ખૂબ માનીને ચાલે છે, તે લોકો પણ દેશકાળના બહાનાં રજૂ કરીને ધર્મની વંડી ટપી જવામાં જરાયે અચકાતા નથી. રોષ ન કરશો અનુકુલ ભાઇ, હિન્દુધર્મ સર્વ કરતાં મહાન છે એવો પ્રચાર કરવા છતાં પણ તું એ ધર્મના કેટલા નિયમો પાળીને ચાલે છે એ કહે જોઉં ?'

જોર પૂર્વક માથું હલાવીને અનુકુલ બોલ્યો: 'એ તો મારો જ દોષ છે. એથી ધર્મ દુષિત ન હોઇ શકે. ધર્મ એ સર્વ કરતાં ઉત્કૃષ્ટ વસ્તુ છે, અને ચિરકાળ પર્યંત ઉત્કૃષ્ટ રહેશે.'

નરેને પણ માથું હલાવતાં હલાવતાં કહ્યું : 'અને "ધર્મસ્ય તત્વ નિહિતં ગુહાયામ્' કહીને ઉપદેશ દેનારાઓ પણ નિશ્ચિંત થઇ શકશે. એ રહે કે ન રહે એની સાથે મારે કોઇ આપત્તિ નથી. પરંતુ એ અવસ્થામાં ધર્મ બિચારો શૂન્યગર્ભમાં પડયો રહેશે, એની જ મને બીક છે.'

શું ઉત્તર આપવો, એ અનુકુલ વિચારવા લાગ્યો. ત્યાં રાધિકાચરણ ઊભો થયો. રમેશે પૂછ્યું : 'કેમ ઊભો થઈ ગયો ?'

રાધિકા બોલ્યો : 'ધર્મ રહે કે જાય એની સામે મારે કોઈ વાંધો નથી, પરંતુ અભ્યાસને જવા દેવો નહિ પાલવે. પાંચ વાગ્યા !'

પાંચ વાગ્યા સાંભળીને નરેન જાણે ચમક્યો. એના મનમાં યાદ આવ્યું, પાંચ વાગે ભૂપેનના ઘેર ચા પાનનું નિમંત્રણ છે. તે એકદમ ઊઠીને નિમંત્રણ સાચવવા ગયો. એના જવાથી અનુકુલના વિચાર પ્રવાહમાં રૂકાવટ થઈ. જો કે તેણે ધર્મ સંબંધી ઘણી વાતો કહી, પણ પાછળથી સભા જામી નહિ. એટલે ન છૂટકે અનુકુલ પણ કોલેજ સ્કવેરની હવાખાવા ઉપડ્યો.

## ૨

લલિતાએ કહ્યું : 'આપ બરાબર દસ મિનિટ મોડા થયા છો નરેનબાબુ, કેમ મોટાભાઇ ?'

હસીને નરેન બોલ્યો : 'આ બાબતમાં ઘડિયાલ જ્યારે મુખ્ય સાક્ષી છે, ત્યારે ભુપેનભાઇની સાક્ષીની જરાયે જરૂર નથી.'

લલિતાએ કહ્યું : 'પરંતુ આપ શા માટે મોડા થયા, એ કારણ દર્શાવવામાં તો આપને હરકત નહિ જ હોય ?'

એક ખુરશી ખેંચી, બેઠક લઇને નરેન બોલ્યો : 'કારણ એટલું જ, સાહેબલોકોનું અનુકરણ કરવા છતાં પણ આપણે હજી એના જેવા સાહેબ નથી બની શક્યા કે મિનિટ સેકન્ડનો હિસાબ ગણીને ચાલી શકીએ.'

ભુપેને હાથમાંનું પુસ્તક બંધ કરી ગંભીર ભાવે કહ્યું : 'પરંતુ ચાલવાનો પ્રયત્ન કરવો જરૂરી છે, એમ નથી લાગતું ?'

નરેને કહ્યું : 'જરાપણ નહિ. કારણ કે ઑફિસમાંથી છૂટા થયા પછી જે લોકોના કામનો અંત આવે છે અને ત્યાર પછી વાતો ચિતો, ગંજીપો કે ચોપાટ જેવું મુખ્ય કાર્ય થઈ પડે છે, તેઓને મિનિટ સેકન્ડનો હિસાબ કરીને ચાલવાનું કોઈ પ્રયોજન દેખાતું નથી.'

ભુપેને કહ્યું : 'સંપૂર્ણ પ્રયોજન છે. એથી કાર્યમાં કેટલું નુકશાન થાય છે એ જાણે છે ? દાખલા તરીકે, તારે નવ વાગે

મળવા આવવાનું છેઃ તું આવ્યો સાડા નવ વાગે, અને મારે સવા-નવ વાગે એવું કોઇ કાર્ય હતું કે...'

વચ્ચે જ નરેને હસતા વદને કહ્યું : 'તું પણ ગજબ કરે છે ભુપેન, તારા નવલકથા વાંચવાના કે હવા ખાવા જવાના કામ પાસે હું હાર કબૂલ કરું છું. કારણ, હમણા જ અનુકુલ સાથે ધર્મ સંબંધી વિવાદ કરીને ચાલ્યો આવું છું, અત્યારે હવે સમયના પ્રશ્ન પર તર્ક કરવાની શક્તિ મારામાં નથી રહી.'

ત્યારપછી તેણે લલિતા તરફ જોઇને કહ્યું : 'હવે મને લાગે છે કે એક કપ ચા આપીને આપ અતિથિ સત્કારનું પુણ્ય જતું નહિ કરો.'

જરા હસીને લલિતા બોલી : 'પુણ્ય જતું ન કરવા તરફ મારું પૂરું ધ્યાન છે; પંદર મિનિટ પછી હું પોતે જ પુણ્યનો સંચય કરી લઇશ.'

જરા વિસ્મયનો ભાવ દર્શાવતાં નરેન બોલ્યો : 'આપની ઘડિયાળમાં શું સાડાપાંચે પાંચ વાગે છે ?'

હાસ્ય દબાવીને લલિતા બોલી : 'દરેક વખતે નહિ, જ્યારે કોઇને મોડા થવા બદલ સજા કરવી હોય ત્યારે.'

નરેને કહ્યું : 'દસ મિનિટ મોડા થવાનો દંડ શું વીસ મિનિટ?'

લલિતાએ કહ્યું : 'લગભગ એવું જ. કારણ કે સાડા પાંચે ચંપટીસાહેબ ચા પાનમાં સહકાર આપશે એવું નક્કી થયું છે.'

વિસ્મય સહિત નરેને પૂછ્યું : 'ચંપટી સાહેબ ? એ વળી કોણ?'

ભુપેને ઉત્તર આપ્યોઃ 'મિસ્ટર એ. સી. ચંપટી, બાર–એટ–લો.'

નરેને કહ્યું : ‘બંગાળીમાં જ કહે ભાઈ, એ, સી...અમરચંદ્ર અપુર્વચંદ્ર...’

ભુપેને કહ્યું: ‘ના, ના, અવિનાશચંદ્ર ચંપટી.’

ખુરશીના હાથા પર હળવો હાથ પછાડી નરેન બોલ્યો: ‘ઓહ, બનતા સુધી તો હું એને ઓળખું છું. ગોવર્ધન ચંપટીનો પુત્ર અવિ-નાશ તો નહિ ને? એ તો બી. એ. ફેલ થઇને રખડયા કરતો હતો. સાહેબ ક્યારે થઇ ગયો?’

ભુપેને કહ્યું: ‘હમણા જ વિલાયતથી બેરીસ્ટર થઇને આવ્યો છે.’

નરેને કહ્યું: ‘બાપે જમિનદારોના ઘણાં છોકરાંઓને ફસાવીને પૈસા સારા ભેગા કર્યા છે.’

લલિતાએ કહ્યું: ‘હવે એમને અવિનાશબાબુ નથી કહી શકાતા, મિસ્ટર ચંપટી અથવા ચંપટી સાહેબ ન કહીએ તો એમને રીસ ચડે છે.’

નરેને કહ્યું: ‘બંગાળી સાહેબોનો આ એક મુખ્ય ગુણ છે, ખરા નામ ઉપર ભયંકર સૂગ હોય છે. એમને સદાય ભય રહે છે કે અસલ નામ ખુલ્લું કરવાથી કદાચ—બંગાળીત્વ બહાર પડી જાય!’

કહીને નરેન હસ્યો. લલિતાએ પણ એ હાસ્યમાં યોગ આપ્યો. ભુપેને ગંભીર ભાવે કહ્યું: ‘કોઇની ગેરહાજરીમાં એની નિંદા કરવી એ કોઇ રીતે ઉચિત ન ગણાય.’

ઘડિયાળમાં સાડા પાંચનો એક ટકોરો વાગ્યો. સાથોસાથ સીડી પર કોઇના જોડાનો અવાજ થયો. લલિતાએ કહ્યું: ‘લ્યો એ સાહેબ આવે છે.’

કહીને તેણે હાસ્ય દબાવવા માટે સાડીનો છેડો મોઢા આડો દીધો.

પરંતુ ભુપેનની તિરસ્કાર ભરી દૃષ્ટિ જોતાં જ તે છેડો અળગો કરી એકદમ આવનારની અભ્યર્થના માટે ઊભી થઇ ગઇ.

ચંપટી સાહેબે દ્વાર પર આવતાં જ માથા પરની ટોપી હાથમાં લીધી અને લલિતા તરફ પ્રસન્ન નજરે જોઈ કહ્યું: 'ગુડ ઇવનિંગ.' કહીને તેઓ અંદર દાખલ થયા. ભુપેને ઊભા થઇ એની સાથે કર-મર્દન કરી આસન પર બેસવાની વિનતિ કરી. ચંપટી સાહેબે આભાર માની આસન પર બેઠક લીધી. ત્યાર પછી લલિતા તરફ હાસ્ય પ્રફુલ્લ દૃષ્ટિ કરીને કહ્યુ: 'મને લાગે છે કે મારા ખાતર આપને કોઇ પ્રકારની ટ્રબલ [મુશ્કેલી] નહિ ભોગવવી પડી હોય!'

લલિતાએ કહ્યું: 'જરા પણ નહિ. આપ બરાબર સાડા પાંચે આવી ગયા છો.'

જરા ગર્વ ભર્યું હાસ્ય હસીને ચંપટી સાહેબ બોલ્યા: 'હાં, ઈંગ્લાંડમાં રહીને આ બાબતની મને હેબીટ [ટેવ] પડી ગઈ છે. તે દેશના લોકો ટાઇમ સંબંધી એટલા કેરફુલ [સાવધ] હોય છે કે, એક સેકન્ડને પણ તેઓ વેલ્યુએબલ [મુલ્યવાન] માને છે. એક પ્રસંગે એક હિંદી એક અંગ્રેજને ત્યાં મળવા ગયો હતો. મળવામાં માત્ર ત્રણ જ મિનિટ મોડો થયો. એ અંગ્રેજે કહ્યુ: 'આપ ત્રણ મિનિટ વહેલા આવ્યા હોત તો હું આપની સાથે ત્રણ મિનિટ વધુ વાત કરી શકત.' મારું કહેવાનું એ છે કે ટાઇમનો અપવ્યવહાર કરવો મને જરા યે પસંદ નથી.'

લલિતાએ હળવા હાસ્ય સહ એમના પ્રવચનનું સમર્થન કરી, ચાના પ્રબંધ માટે પ્રસ્થાન કર્યું. નરેન અત્યાર સુધી ચંપટી સાહેબના કોટ–કોલર નેકટાઇથી શોભી રહેલા સાહેબી ઠાઠનું નિરીક્ષણ કરતો હતો. અને અવિનાશ ચંપટી કેવી રીતે આવડો મોટો સાહેબ બની

ગયો છે, એ વિચારીને આશ્ચર્ય અનુભવી રહ્યો હતો. ભુપેને નરેન સામે જોઇ ચંપટી સાહેબને કહ્યું: 'મિસ્ટર ચંપટી, આમની સાથે આપનો પરિચય નથી, આ મારા મિત્ર નરેન્દ્રનાથ મુકરજી, ફોર્થ-ઇયરમાં છે.'

ચંપટી સાહેબે આદરપૂર્વક નરેન સાથે હસ્તધુનન કરી કહ્યું: 'આપની સાથે પરિચય થતાં હું ઘણો ભાગ્યશાળી થયો છું.'

નરેને પણ શિષ્ટાચાર સહિત મીઠો ઉત્તર આપવામાં કૃપણતા ન દાખવી.

નોકર ગરમ પાણી અને ચાનો સરંજામ લઇ આવ્યો. લલિતાએ પોતાના હાથે ચાના પ્યાલા તૈયાર કરી બધાને આપ્યા. ચા પાન કરતાં કરતાં ચંપટી સાહેબે ભુપેનને સંબોધન કરતાં કહ્યું: ' મારો આગ્રહ છે ભુપેન, તું એકવાર વિલાયત જો. બહુ દૂર નહિ તો એકવાર ઇગ્લાંડ સુધી સફર કરી આવ. નહિ તો તારું જ્ઞાન અને સભ્યતા અપૂર્ણ રહેશે.'

આ સ્થળે એ કહેવું જરૂરી છે કે, ચંપટી સાહેબ વાતચીતમાં મોટે ભાગે અંગ્રેજી ભાષાનો ઉપયોગ કરતા હતા. વાચકોની સગવડતા ખાતર માતૃભાષામાં જ કથોપકથન મૂકવામાં આવે છે.

ચંપટી સાહેબની વાતના ઉત્તરમાં ભુપેન કેવળ હળવું હસ્યો. પરંતુ નરેને જરા અસહિષ્ણુ ભાવે ઉત્તર આપ્યો: 'એટલે આપ શું એમ કહેવા માગો છો કે આ દેશ જ્ઞાન અને સભ્યતામાં એ દેશ કરતાં હલકો છે?'

જરા હસીને ચંપટી સાહેબ બોલ્યા: 'આપને જો કોઇ પણ દિવસે વિલાયત જોવાનો સુયોગ મળ્યો હોત, તો આપ જરૂર આવો અસંભવ

પ્રશ્ન કરી શકત નહિ. એ દેશ સાથે તુલના કરવા કરતાં ઇન્ડિયાને આફ્રિકાના આદિવાસીઓ સાથે સરખાવવો એ જરા પણ વધુ પડતું નથી.'

જરા કઠોર સ્વરે નરેન બોલ્યોઃ 'એટલે જ યુરોપીય સભ્યતાથી હજારો વર્ષ પહેલાં ભારતવર્ષ જ્ઞાન, ગૌરવ, સભ્યતા અને સંસ્કૃતિમાં વિશ્વના મુગટમણી સમાન હતો.'

ચંપટી સાહેબ હા...હા... કરીને હસી પડયા. હસતા હસતા બોલ્યાઃ 'આપે જો ઇંગ્લીશ હિસ્ટ્રી સારી રીતે વાંચ્યો હોત, તો કદી પણ આ રીતે ખોટો ગર્વ દેખાડવાનું સાહસ ન કર્યું હોત. આ દેશના જ્ઞાનનું પ્રધાન નિદર્શન વેદ છે, એને તો સારા સારા અંગ્રેજો 'ખેડુ-તોનું ગાન' કહીને ઉપેક્ષા કરે છે.'

નરેને કહ્યુંઃ 'એ લોકો તો આપણને માણસ માનવાનો પણ અસ્વીકાર કરી શકે છે. પણ એ લોકો અસ્વીકાર કરે છતાં યે આપણે પશુ થવાના નથી, આપણે માણસ છીએ અને માણસ જ રહેશું.'

વ્યંગ ભર્યું હાસ્ય હસીને ચંપટી સાહેબે કહ્યુંઃ 'માણસ! માફ કરજો નરેન બાબુ, હું સાચો માણસ આ દેશમાં જોઈ શકતો જ નથી.'

તીવ્રસ્વરે નરેને કહ્યું. 'એ આપનું સૌભાગ્ય છે કે દુર્ભાગ્ય, તે હું નથી જાણતો. વ્યાસ વાલ્મીકના કવિત્વ-ઝંકારથી પુર્ણ, ગૌતમ, કણાદ, બુદ્ધ, મહાવીર અને શંકરાચાર્યના જ્ઞાન તેજથી ઉજ્જવળ, પ્રેમાવનાર ચૈતન્યદેવના સ્વર્ગીય પ્રેમથી પવિત્ર થયેલા આ દેશમાં આપ માણસ જોઈ શકતા નથી, અને આપને માણસ દેખાય છે કેવળ ભોગવિલાસ અને અન્યને ચૂસવામાં મસ્ત બનેલા વિદેશમાં...'

ક્રોધની ઉત્તેજનાથી નરેનનો ચહેરો લાલ થઇ ગયો. એ લાલ ચહેરા તરફ ઉપહાસ ભરી દૃષ્ટિ સ્થાપીને ચંપટી સાહેબે કહ્યું : 'દુઃખનો વિષય છે કે આપના દેશના મહાન કવિનું સર્વ શ્રેષ્ઠ કાવ્ય મહાભારત માત્ર કૌરવ–પાંડવોના આંતરિક કલહથી જ ભરેલું છે.'

ઉત્તેજીત સ્વરે નરેન બોલ્યો : 'મને લાગે છે કે આપની આ સાંભળી વાત છે. આપે પોતે મહાભારત વાંચ્યું હોય એમ નથી જણાતું.'

ચંપટી સાહેબે કહ્યું : 'હું એટલો ભાગ્યશાળી છું કે એવું ક્લેશપુર્ણ કાવ્ય વાંચવાનું મન મને થયું નથી...અને ભવિષ્યમાં નહિ વાંચું એથી મને દુઃખ પણ નહિ થાય.'

લલિતાએ કહ્યું : 'થોડા દિવસ પહેલાં એક માસિકમાં મે વાંચ્યું હતું કે મહાભારત જેવો નીતિપૂર્ણ ગ્રંથ પૃથ્વીમાં અન્ય કોઇ નથી.'

જરા હસીને ચંપટી સાહેબે કહ્યું : 'કદાચ એ કોઇ બંગાળી માસિક હશે...અને એના લેખક પણ નરેનબાબુ જેવા કોઇ દેશ-ભક્ત હશે.'

ગંભીર ભાવે લલિતા બોલી : 'ના, એ અંગ્રેજી માસિક હતું અને એનો લેખક પણ એક અંગ્રેજ હતો.'

ચંપટી સાહેબે કહ્યું : 'તો પછી એ અંગ્રેજ લેખકે સગી આંખે મહાભારત કદી પણ નહિ જોયું હોય, કોઇ બંગાળી પાસેથી મહાભારત સંબંધી પ્રસંશાપૂર્ણ વાત સાંભળી હશે, એ હું નિશ્ચયપૂર્વક કહી શકું છું.'

વિરક્તિ પુર્ણ દૃષ્ટિ કરતાં લલિતા બોલીઃ 'પરંતુ આપનું આ અનુમાન સ્વદેશની હાંસી કરવા સમાન જ મને લાગે છે.'

ચંપટી સાહેબનો ચહેરો ઘડીભર માટે ઝાંખો પડી ગયો. પરંતુ

વળતી પળે એ ભાવ દબાવીને તેઓ ખડખડાટ હસી પડયા. હસતા હસતા બોલ્યા : 'આપની આ સ્વદેશ ભક્તિ અંધ ભક્તિ હોવા છતાં પણ પ્રસંશનીય છે એ માટે મને જરાયે શક નથી. તું શું કહે છે ભુપેન ?'

ભુપેને કહ્યું : 'હું જ્યારે તમારા તર્કયુદ્ધથી સંપૂર્ણ બહાર છું, ત્યારે મારા ઉપર મધ્યસ્થતાનો ભાર મૂકવો એ શું મારા પ્રત્યે અત્યાચાર કરવા જેવું નથી કે ?'

ચંપટી સાહેબે કહ્યું : 'વિરોધ વખતે બહારનો માણસ જ મધ્યસ્થ તરીકે સ્વીકારી શકાય. આપ શું કહો છો ?'

કહીને તેણે લલિતાના વદન પર નજર ઠેરવી. લલિતા ગંભીર ભાવે બોલી : 'મારી ખાત્રી છે કે મોટાભાઈ કદી પણ આપના મતનું સમર્થન નહિ કરે.'

ભુપેને હસીને કહ્યું : 'હું કોઈનો મતનું સમર્થન કરવા ઇચ્છતો નથી. છતાં પણ જો મારી મધ્યસ્થતાનો સ્વીકાર કરતા હો તો હું કહીશ કે લલિતા હાર્મોનિયમ પર બેસીને આ યુદ્ધનો અંત લાવે એ વધારે યોગ્ય છે. મને લાગે છે કે નરેન અને ચંપટી સાહેબ મારા અભિપ્રાયને સ્વીકારશે.'

ચંપટી સાહેબે આગ્રહભર્યા સ્વરે કહ્યું : 'આનંદસહિત.'

લલિતા, ભાઈના મોઢા પર કૃત્રિમ કોપપૂર્ણ કટાક્ષ કરીને ખંડના એક ખૂણામાં પડેલા હારમોન્યમ સામે બેઠી; અને પેટી ખોલી એક ગીત ઉપાડયું. પ્રથમ તો મૃદુતર અવાજ નીકળીને ધીરે ધીરે નવવધુના ઘુંઘટમાં છૂપાયેલા વદન જેવો સ્પષ્ટ સ્વર થવા માંડ્યો; સૂરના શાંત કોમળ ઉચ્છવાસથી ખંડનું વાતાવરણ ભરપૂર બની ગયું. લલિતા ગાવા લાગી—

'અયિ ભુવન મનો મોહિની !
નિર્મળ–સૂર્યકરોજ્વલ ધરણી જનકજનની જનની.
પ્રથમ પ્રભાત ઉદય તવ ગગને,
પ્રથમ સામરવ તવ તપોવને;
પ્રથમ પ્રચારિત તવ વનભવને,
જ્ઞાન–ધર્મ કત કાવ્ય–કાહિની.'

સહુ દબાયેલા શ્વાસે બેસીને સંગીત સુધાનું પાન કરવા લાગ્યા. સાંભળતાં સાંભળતાં ચંપટી સાહેબના નયનો વખતે વખતે કંઈક વક્ર બની જતાં હતાં, એ કોઇના ધ્યાનમાં ન આવ્યું. લલિતા આવેગ-વિહ્વલ સ્વરે ગાવા લાગી:—

'નીલ–સિન્ધુજલ–ધૌત ચરણ તલ,
અનિલ વિકમ્પિત શ્યામલ અંચલ;
અમ્બર ચુમ્બિત ભાલ–હિમાચલ,
શુભતુષાર–કિરીટિની.'

ચંપટી સાહેબને સંબોધન કરીને નરેન બોલ્યો : 'આમ જુઓ, મિસ્ટર ચંપટી, ભુપેનભાઈના બન્ને નયનો આંસુથી ભરાઈ ગયાં છે, અને આપ એને મધ્યસ્થ માની રહ્યા છો !'

ચંપટી સાહેબે ગંભીર ભાવે માથું હલાવી કહ્યું : 'ગીતનો સૂર સુંદર છે.'

નરેને કહ્યું : 'એ કરતાં પણ ગીતનો આત્મા વધારે સુંદર છે.'

ભુપેને કહ્યું : 'રવિબાબુ ખરેખર વિશ્વકવિ છે.'

ચંપટી સાહેબે જાણે ઉદાસ ભાવે કહ્યું : 'શું રવિબાબુ આવાં ગીતો રચે છે ?'

નરેને જરા વિસ્મય સહિત કહ્યું : 'શું આપે રવિબાબુના પુસ્તકો નથી વાંચ્યાં ?'

નયનો વક્ર કરીને ચંપટી સાહેબે કહ્યું: 'બંગાળી ગ્રંથો વાંચવાનું મને પસંદ નથી. બંગાળી ભાષામાં છે શું ?'

લલિતાએ હસીને તીવ્ર સ્વરે કહ્યું: 'છતાં પણ આપે દયા કરીને નિર્માલ્ય બંગાળી ભાષાને મનમાં રાખી છે, એ કંઇ બંગભાષાનું ઓછું સદ્‌ભાગ્ય નથી. કારણ કે, ઘણા માણસો કોલસાથી ભરેલા જહાજ પર પગ મૂકતાં જ માતૃભાષા ભૂલી જાય છે.'

નરેન હસી પડ્યો. ચંપટી સાહેબ ગંભીર વદને બેસી રહ્યા. ઘડિયાળમાં સાતના ટકોરા થયા. નરેને ચમકીને કહ્યું: 'ઓહો ! સાત વાગી ગયા, હું ત્યારે જઇશ ભુપેનભાઇ.'

કહીને નરેન ઊભો થયો અને લલિતાના ચહેરા પર વિદાય પ્રાર્થનાની ભાવભરી દૃષ્ટિ કરીને ઉતાવળી ગતિએ બહાર નીકળી ગયો. તેના જવા પછી ચંપટી સાહેબે ભુપેન સામે જોઇને કહ્યું : 'હું તારા આ મિત્રની સજ્જનતા માટે પ્રસંશા કરી શકતો નથી.'

ભુપેને જરા હસીને કહ્યું : 'આ બાબતમાં એને ક્ષમા આપવી પડશે મિસ્ટર ચંપટી. નરેન વિદેશી રીતભાતને હંમેશા વખોડે છે.''

ઘૃણાથી નાકનું ટેરવું ચડાવી ચંપટી સાહેબે કહ્યું : " શેઇમ ! વિદેશી રીતભાત તો આજકાલ સારાયે સભ્ય જગતનો આદર્શ બની ગયેલ છે. એ આદર્શને બાદ કરવામાં આવે તો આપણા સભ્ય જગતમાં કેટલી હાનિ થાય, એ તું જાણે છે ?''

ભુપેન કંઈપણ ઉત્તર આપે એ પહેલાં જ લલિતા તીવ્ર સ્વરે

બોલી ઊઠી :' ગમે તેટલી હાનિ થાય, પરંતુ કાગડાને મોરના પીંછા ચોંટાડવાથી કાગડો મોર બની શકતો નથી.'

જાણે કઠોર આઘાતથી ચંપટી સાહેબ ધ્રૂજી ઊઠ્યા, એમનું લલાટ લાલ બની ગયું, નયનો સંકુચિત થઈ ગયાં. ભુપેન વિસ્મય સ્તબ્ધ નજરે લલિતા સામે જોતો બેસી રહ્યો. લલિતાના કથનનો શું કહીને પ્રતિવાદ કરવો, એ વિચારી શક્યા નહિ.

થોડી વાર ગંભીર ભાવે બેસીને ચંપટી સાહેબ એકાએક હસી પડ્યા, અને એ હાસ્ય સંપૂર્ણ પ્રાણ વગરનું હોવા છતાં પણ તેમણે એ હાસ્યથી પોતાને લાગેલા આઘાતને રૂઝવવાનો પ્રયત્ન કર્યો; સંકોચ હળવો કરીને લલિતા સામે દૃષ્ટિ સ્થાપી તે બોલ્યા : 'આપનું કહેવું પ્રતિવાદને યોગ્ય હોવા છતાં પણ હું અત્યારે પ્રતિવાદ કરવા ઈચ્છતો નથી. કારણ, મને આશા છે કે આપ એક દિવસે જરૂર સમજી શકશો, ઉચ્ચ આદર્શના અનુકરણ વગર ઉચ્ચ થઈ શકાતું નથી.'

કહીને તેમણે ટોપી હાથમાં લીધી અને ભુપેન સાથે હસ્તધૂનન કરી, લલિતાને નમસ્કાર સાથે ગુડનાઈટ જણાવી વિદાય લીધી. ભુપેન ઘડીભર મૌન રહીને ગંભીર સ્વરે બોલ્યો : 'લલિતા !'

લલિતાએ ભાઈ સામે જોયું. ભુપેને જરા રૂક્ષસ્વરે કહ્યું : 'તારી આ છોકરમત કોઈપણ રીતે માફ કરી શકાય એવી નથી.'

મૃદુ હાસ્ય સહ લલિતા બોલી : 'બીજા પાસે માફ કરી શકાય એવી ન હોવા છતાં તમારી પાસે હું તો સો વાર આશા રાખું છું ભાઈ.'

ગંભીર સ્વરે ભુપેને કહ્યું : 'શું એ અન્યાયપૂર્ણ આશા ન'

સહાસ્ય વદને લલિતા બોલી : 'જરાયે નહિ. કા'
ભાઈ છો.'

ભુપેનનો રોષ—ગંભીર ચહેરો એક જ પળમાં સ્નેહ—કોમળ બની ગયો.

લલિતાએ સાચું કહ્યું હતું, ભુપેન ખરેખર એનો સ્નેહમય ભાઈ છે. ભાઈબહેનના સંબંધ સિવાય એ બંને વચ્ચે એવો સંબંધ હતો, જેથી બંનેના સ્નેહબંધન વધુ સુદૃઢ બની ગયાં હતાં. બાપનું જ્યારે મૃત્યુ થયું, ત્યારે લલિતા સાત વર્ષની બાલિકા, અને ભુપેન ચૌદ વર્ષનો બાળક હતો થોડા સમય પહેલાં જ બંને માતૃહીન બનેલાં હતાં. એટલે પિતાના મૃત્યુથી આ બંને બાળકો જ્યારે સાવ અસહાય થઈ ગયાં, ત્યારે તેઓ એકબીજાના આશ્રય પર આવી પડયાં, બંને એક-બીજાના પ્રેમથી પોતાનું શૂન્ય જીવન ભરવા લાગ્યાં.

પિતા રમણબાબુ એક સુપ્રસિદ્ધ દાક્તર હતા. દાક્તરી ધંધામાં તેમણે જે કંઇ સંપત્તિ મેળવી હતી, તેમાંથી ઘણો ભાગ સારા કાર્યમાં ખર્ચવા છતાં, મૃત્યુ સમયે ચાલીસ હજાર રૂપિયાના શેર અને બે મોટાં મકાન તેઓ મૂકતા ગયા હતા. વીલમાં તેમણે આ સંપત્તિ પુત્ર—કન્યાને સમાન હિસ્સે આપી હતી અને પુત્ર—કન્યા ઉંમરલાયક થાય ત્યાંસુધી એક વિશ્વાસુ મિત્રને ટ્રસ્ટી નીમ્યો હતો. ટ્રસ્ટીની દોરવણી નીચે ભુપેન અને લલિતા શિક્ષિત થવા લાગ્યાં.

ઉમ્મરલાયક થયા પછી ભુપેને સંપત્તિનો અધિકાર હાથમાં લીધો. સંપત્તિ મળવા છતાં પણ તેણે અભ્યાસનો ત્યાગ ન કર્યો. બી એ. પાસ કરીને એમ. એ નો અભ્યાસ કરવા માટે તે પ્રેસિડેંસી કોલેજમાં દાખલ થયો. ઘણા મિત્રોએ તેને વિલાયત જઈ સિવિલીયન થવાની સલાહ આપી. ભુપેનને પણ એ ઇચ્છા નહોતી, એમ નહોતું. પરંતુ લલિતા ખાતર ન છૂટકે એ ઇચ્છાનો ત્યાગ કરવો પડયો. તે ચાલ્યો જાય તો લલિતા ક્યાં રહે ? જો કે લલિતા અંતઃકરણ પૂર્વક ભાઈનું કલ્યાણ ઇચ્છતી હતી, ભાઈની ઉન્નતિ જોવાની એને હોંસ હતી,

છતાં પણ ભાઈ વિલાયત જાય એ એને ન ગમ્યું. ભાઈ સિવાય સંસારમાં આશ્રયનું કોઈ સ્થાન એને હતું નહિ. એક માત્ર ભાઈ જ એને મન મા, બાપ, મિત્ર, શિક્ષક–બંધુ હતો. એટલે ભાઈ વગર એકલા રહેવાનું લલિતાને રૂચ્યું નહિ, ભાઈ પણ બહેનને છોડીને જઈ શકયો નહિ.

રમણીબાબુ ચુસ્ત બ્રહ્મોસમાજી હતા. પિતાના ગુણ પુત્રમાં આવ્યા હતા, પરંતુ કન્યા એ ગુણની સંપૂર્ણ અધિકારિણી થઈ શકી નહિ; ભાઈ તરફથી મળેલા શિક્ષણને સંપૂર્ણ વ્યર્થ કરીને તે જાણે અંતરથી કંઈક હિંદુત્વની લાગણીઓ ઝીલતી બની ગઈ હતી. ભુપેનને આથી જરા ચિંતા થતી હતી, પણ ખુલ્લી રીતે તે કોઈ ઉપાય શોધી શકયો નહિ. જે દિશાએથી આ ભાવ પરિવર્તનનો જુવાળ આવીને લલિતાના ચિત્તને જુદા માર્ગે વાળી રહ્યો હતો, તે દિશા સ્પષ્ટપણે જોવા છતાંયે આ જુવાળનો અવરોધ કરવાની શકિત એનામાં ન હોતી

ભુપેન જ્યારે સીટી કોલેજમાં ભણતો, ત્યારથી નરેન સાથે એને પરિચય થયો હતો. આ પરિચય ધીરે ધીરે ઘણો ગાઢ બની ગયો. નરેને ભુપેનને મિત્રતાના એવા બંધન વડે ઝકડી રાખ્યો હતો કે, એમાંથી છૂટવાની શકિત ભુપેનમાં નહોતી રહી. બંને માબાપ વગરના હતા, એટલે બંનેનું બંધુત્વ અતિ નિર્મળ અને દ્રઢ બની ગયું હતું. કોઈ પ્રકારનું બંધન ન હોવા છતાં પણ લલિતા અન્ય માણસો સાથે મળી જતી નહિ, પરંતુ બે ચાર દિવસના જ પરિચયથી તે નરેન પ્રત્યે ખેંચાયા વગર ન રહી શકી. નરેન જાણે જોરપૂર્વક એને પોતા તરફ ખેંચી રહ્યો હતો.

૩

આઢાઇ ગામના ભુવન મુખુજ્યેના પુત્રો વરેન અને નરેન એ બન્ને ભાઈઓ વચ્ચે જ્યારે સંપત્તિ ખાતર મુકદ્દમાની તૈયારી થવા માંડી, ત્યારે ગામના ઘણા લોકો બીજું ગજકચ્છપનું યુદ્ધ જોવા ખાતર આતુર થઈ ગયા અને ભુવન મુખુજ્યેએ પ્રયત્ન પૂર્વક સંચિત કરેલી સંપત્તિ થોડા જ સમયમાં વારસદારોના હાથમાંથી સરકીને વકીલ, કોર્ટ અને મહાજન નામના ત્રણ સંપ્રદાયો વચ્ચે ચાલી જશે, એ આશાથી કોઈ કોઈ હર્ષમાં આવી ગયા હતા.

ગરીબ બ્રાહ્મણને ઘેર જન્મીને ભુવનબાબુએ જ્યારે પોતાના પુરુષાર્થથી વ્યાપાર રોજગાર વગેરેમાં લાખ રૂપિયા એકઠા કર્યા અને ગાંપુર મહાલ ઇજારે લીધો, ત્યારે ગામના ઘણા માણસો માત્ર આશ્ચર્ય પામ્યા, એટલું જ નહિ પણ બે હાથ અને બે પગની સહાયથી આટલી ઉન્નતિ કેવી રીતે કરી શકાય એવી ચિંતામાં ગરકાવ બની ગયા હતા. ત્યાર પછી ધીરે ધીરે બીજા પણ ત્રણ ચાર મહાલ ઇજારે લઈને જ્યારે ભુવનબાબુ જમીનદાર બની બેઠા, ત્યારે ગામના ડાહ્યા માણસોએ ઘણા વિચાર પછી નક્કી કર્યું કે ભુવન મુખુજ્યેની આ ઉન્નતિ પાછળ ગમે તે પ્રકારનો અધર્મ અથવા પ્રપંચ છૂપાયેલો છે. જે દિવસે એ પ્રપંચ ખુલ્લો થશે ત્યારે બધાને કાનમાં આંગળીઓ ભરાવવી પડશે. કારણ, અધર્મ વગર લક્ષ્મી થાય નહિ, એ સનાતન સત્ય છે. ધર્મ માર્ગે રહીને કોઈ કદી પણ પૈસાપાત્ર થઈ શકે નહિ.

આનું પ્રમાણ ગામ લોકો પોતે જ હતા. એટલે ગામના ડાહ્યા માણસોએ ભવિષ્ય વાણી ભાખી કે અધર્મનો પૈસો કોઈ કાળે ભોગવી શકાતો નથી. એમ થાય તો દિવસ, રાત, સૂર્ય, ચંદ્ર બધું મિથ્યા બની જાય.

પરંતુ ભુવન મુખુજ્યેની સંપત્તિના મૂળ સમો અધર્મ ઘણા દિવસો થવા છતાં યે પ્રગટ ન થયો, બલ્કે ભુવનબાબુ ધંધો છોડીને આનંદ પૂર્વક જમીનદારી ભોગવવા લાગ્યા. પરંતુ લોકોએ આશા ન છોડી. ક્યારે અધર્મનું ફળ મળે, ક્યારે અધર્મનું રહસ્ય લોકચક્ષુ સામે ખુલ્લું થાય અને ક્યારે આ નવા જમીનદારની આબરૂ, મકાનો, સંપત્તિ વગેરે એક સ્વપ્ન માફક અદ્રસ્ય થઈ જાય એ કલ્પનાનો દિવસ ઘણો સમય જવા છતાંયે આવ્યો નહિ. અને લોકોએ કલ્પેલું છૂપું રહસ્ય પ્રગટ થાય એ પહેલાં જ ભુવનબાબુ વિસ્તૃત જમીનદારી અને બે પુત્રો મુકીને અજ્ઞાતલોકમાં હંમેશ માટે ચાલ્યા ગયા.

એમના મૃત્યુ પછી ડાહ્યા પુરુષોએ પોતાનો મત પોકાર્યો, જ્યારે છોકરાઓના હાથમાં સંપત્તિ આવી છે, ત્યારે ધર્મની વિજય પતાકા ફરકતાં વાર નહિ લાગે. આજકાલના છોકરાઓ, દારૂ, વેશ્યા, જુગાર અને એવા તોફાનોમાં માત્ર ત્રણ જ દિવસોમાં સઘળું ફનાફાતીયા કરી નાખશે.

પરંતુ ત્રણ દિવસના ઠેકાણે ત્રણ વર્ષ થવા છતાં યે જ્યારે સંપત્તિ ફનાફાતીયા થાય એવાં કોઈ લક્ષણ ન દેખાયાં, ત્યારે કોઈ કોઈ હતાશ ચિત્તે કહેવા લાગ્યા :' આ તો કલિયુગ છે...કલિકાળમાં શું ધર્મ હોય ? અત્યારે તો અધર્મનો જ જયજયકાર બોલે !'

આ રીતે કળિયુગમાં અધર્મનું અભ્યુત્થાન જોઈને અનેક ધાર્મિક વ્યક્તિ જ્યારે સાવ શંકિત અને નિરાશ થવા લાગી, ત્યારે એકાએક

બંને ભાઈઓ વચ્ચે તુમૂલ વિવાદ થવાના ભણકારા જોઈને એ લોકો કંઈક આશ્વાસન મેળવી શકયા.

વિવાદ પણ કંઈ સામાન્ય કારણે ઊભો નહોતો થયો, વાત એમ હતી કે વાસંતી પૂજાના સમયે નરેન લલિતા અને ભુપેનને સાથે લઈને આવ્યો હતો. કેવળ ભુપેન આવ્યો હોત તો કદાચ કશી તકરાર થાત નહિ, પરંતુ સાથે લલિતાને આવેલી જોઈને ગામ લોકો કેવળ વિસ્મય અનુભવીને બેસી ન રહ્યા, સાથો સાથ સમાજ વચ્ચે ભારે આંદોલનનો પ્રવાહ પણ વહેવા લાગ્યો, પંદર સોળ વર્ષની જુવાન છોકરી જયારે ભુપેન અને નરેન સાથે વાતો કરતી કરતી ગામના મુખ્ય રસ્તા પરથી ચાલી જતી, મેદાનમાં જઈને પાંચ વર્ષની બાલિકા માફક નાચતી કૂદતી ત્યારે ગામના પુરુષો એ તરફ વક્રદૃષ્ટિ કરતા, સ્ત્રીઓ ગાલ પર હાથ મૂકીને જોઈ રહેતી.

પરંતુ આ વિસ્મય ભાવ સ્થાઇ રહ્યો નહિ, તરત ધર્મ ભાવનાની પ્રબળ જ્વાળાએ બધાને સચેત કરી મૂકયા. ખુલ્લી રીતે કોઇ કશું કહેવા માટે સાહસ કરી શકે એમ નહોતું, છતાં પણ આ લોકો વિરુદ્ધ એક છૂપું આંદોલન શરૂ થયું અને એ આંદોલનમાં સમાજની અગ્રણી વ્યક્તિઓએ સાથ આપી ધર્મ રક્ષાનો ઉપાય શોધવાનો પ્રયત્ન શરૂ કર્યો. વિચારણા, વાટાઘાટ વગેરે ખૂબ ખાનગી રીતે થવા માંડયું, અને ખાનગી ખૂણે એક રસ્તો પણ કાઢવામાં આવ્યો. એ રસ્તાની ગંધ સરખી પણ સપ્તમીની પૂજાના દિવસ સુધી કોઈને ન આવી.

સપ્તમીના બપોરે જમણવાર વખતે ગામમાંથી મોટા ભાગના બ્રાહ્મણો જ્યારે હાજર ન રહ્યા, ત્યારે નાના મોટા દરેક કર્મચારીઓથી માંડીને વરેનબાબુ સહિત આ ગેરહાજરીનું કારણ શોધવામાં પ્રવૃત થઈ ગયા. મોટાભાઈએ તરત જાનકી ઘોષાલ, ગોકુલ ચક્રવર્તી,

સર્વેશ્વર આઢુલી વગેરે સમાજના અગ્રણીઓને બોલાવવા માટે માણુસો મોકલ્યા. થોડીવાર પછી જાનકી ઘોષાલ પાન ચાવતા ચાવતા હાજર થયા અને મોટાભાઈના પ્રશ્નના ઉત્તરમાં બોલ્યા : ' ગામના નાનામોટા સઘળા માણુસો આપના આશ્રિત અને શુભાકાંક્ષી છે, આપની આજ્ઞા થાય તો એ લોકો પ્રાણુ પણુ આપી શકે છે. આપના જેવા પરોપકારી અને ધર્મપ્રીય તો આ બડાઈ ગામમાં શું આખી પૃથ્વીમાં કોઈ નથી. પરંતુ નાનાબાબુ દિવસે દિવસે જે રીતે સ્વેચ્છાચારી બનતા જાય છે, તે જોતાં એ બધું સહી લેવું લોકોને માટે ભારે કઠણુ બની ગયું છે. નાનાબાબુ વિદેશમાં ગમે તે કરે, પરંતુ દેશમાં ખ્રિસ્તીઓ સાથે આ રીતે મેળ રાખવો ઉચત નથી. આપતો એમના મોટા ભાઈ છો, આપ એમને ક્ષમા કરી શકો એ સહજ છે, પરંતુ સમાજ એવી ઉદારતા બતાવી ન શકે. જો સમાજ આવા પ્રસંગે સાવ નિષ્ક્રિય બેસી રહે, તો જેમના હૈયામાં ધર્મ એ પ્રાણથી પણુ મહાન વસ્તુ છે, એ ધર્મ સાવ રસાતલમાં ચાલ્યો જાય. એટલે ઘણા દુઃખ સાથે આપની સાથે મીઠો સંબંધ હોવા છતાં પણુ સમાજને આવું પગલું ભરવાનું કર્તવ્ય બજાવવું પડયું છે.'

વરેનબાબુએ આ વાત બરાબર સાંભળી; વાત પાછળ રહેલો મર્મ પણુ સમજાયો. શિક્ષિત હોવા છતાં હિન્દુ ધર્મ પ્રત્યે એમનામાં કંઈક અનુરાગ હતો, એ અનુરાગના કારણે કોઈ કોઈ વખતે તેઓ જરા જુનવાણી કાર્યો કરી નાખતા. એટલે લલિતા તથા સુપેનનું આગમન એમને ગમ્યું હતું, એમ નહોતું. પરંતુ નરેન પ્રત્યે એમના હૈયામાં ભારે મમતા હતી. માતાના અવસાન પછી નરેન પ્રત્યે મોટાભાઈની મમતા વધુ દૃઢ બની હતી. નરેનની ત્રૂટીઓ, નરેનના અત્યાચાર બધું તેઓ હસતા હૈયે સહી લેતા. નરેનની સઘળી જવા-

જ્વાબદારી એમના માથે હોવા છતાં પ્રેમવશ તેઓ કોઈ પ્રકારનો કઠોર વર્તાવ રાખી શકતા નહિ. આથી જ જ્યારે ભુપેન અને લલિતાને લઈને નરેન આવ્યો, ત્યારે પોતાને ન ગમતી વાત હોવા છતાં પણ નરેન ખાતર તેમણે એ લોકોનો ભાવભર્યો અતિથિ સત્કાર કર્યો.

માત્ર આટલું જ નહોતું, આ બંને મહેમાનોના લીધે ઘરમાં પણ વિરોધનો હળવો સૂર ઊભો થયો હતો. પરંતુ વરેન્દ્રનાથની કાળજીથી એ સૂર સ્પષ્ટપણે પ્રગટ થઈ શક્યો નહોતો. મોટી વહુ મહામાયા સંભાળપૂર્વક પોતાના શુચિત્વનું રક્ષણ કરવા લાગી. પરંતુ નાની વહુ અપર્ણા સામે મુશ્કેલી વધી પડી. ઘણી કાળજી રાખવા છતાં પણ તે પોતાનું અને પોતાના ઘરનું શુચિત્વ જાળવી શકતી નહિ, ત્યારે સ્વામી ઉપર સઘળો રોષ ઠાલવવાનો એ પ્રયત્ન કરતી. ઘણી સાવચેતી રાખવા છતાં પણ લલિતા અડી જતી, એના પલંગ પર બેસી જતી, ઘરમાં એકાએક ચાલી આવતી. અપર્ણા મોઢેથી કશું કહી શકતી નહોતી, પરંતુ અંદરનો અસંતોષ ભભુકી ઊઠતો, મહાકષ્ટે એ અસંતોષ દાબી રાખવો પડતો. પણ લલિતાને આટલી બધી ખબર નહોતી, તે તો મમતા ભર્યા ભાવે અપર્ણાને પોતાની મિત્ર જ માની રહી હતી.

છતાં શુચિત્વ સિવાય બીજો એક વાંધો ન હોત, તો તે લલિતાની મમતાનો સ્વીકાર કર્યા વગર રહી શકત નહિ પરંતુ આ સોળ વર્ષની નવયૌવના સાથે નરેન ને હસીને વાતો કરતો જોઈ, એના અંતરમાં નારી–સુલભ ઈર્ષ્યા જાગૃત થતી, પ્રયત્ન કરવા છતાં પણ અપર્ણા એ ભાવને દાબી શકતી નહિ.

ઘરની અંદર ધમધમતો વિરોધ વરેન્દ્રનાથથી અજાણ્યુ ન હોવા છતાં યે ઘરની બહાર આ વિરોધ આવું ઉગ્ર સ્વરૂપ પકડશે એવું તેમણે માન્યું નહોતું. જ્યારે સમજાયું ત્યારે રોષ અને ક્ષોભથી

એમનું મન સળગી ઊઠયું. પરંતુ આ પ્રસંગે ક્રોધ પ્રગટ કરવો એ વ્યાજબી નહોતું; એક તરફ પોતાની સામાજિક મર્યાદાનું સમ્માન રક્ષણ હતું. બીજી તરફ ભાઇ અને અતિથિઓનું માન સાચવવાનું હતું. આ બંને બાજુની મૂંઝવણથી એમનું ચિત્ત ભારે વ્યાકુળ બની ગયું. આ ધર્મ સંકટમાં પુરોહિત સર્વેશ્વર ભટ્ટાચાર્યે વચલો માર્ગ કાઢીને સામાજિક વિરોધની પતાવટ કરી નાખી ગામના બ્રાહ્મણોને દક્ષિણામાં એક એક રૂપિયો આપી જમાડવા અને હવે પછી બંને મહેમાનોને જરા અલગ રાખીને સાચવી લેવા.

ધાંધલ મટી ગઈ, પરંતુ દંડ આપીને બ્રહ્મભોજ કરાવવું પડયું એ અપમાન વરેન્દ્રનાથની છાતીમાં ખૂચ્યું, તેમણે બેઠક-ખાનામાં જઈ નરેનને બોલાવવા માટે માણસને આજ્ઞા કરી.

એ સમયે નરેન્દ્રનાથ મોટા તળાવ પર ભુપેન સાથે માછલાના શિકારમાં પ્રવૃત થયો હતો. લલિતા પણ એમની સાથે હતી, અને તે પણ શીકારીઓને મદદ કરતી હતી. એ સિવાય તળાવના કિનારે ખીલતાં ફૂલો કઈ કોટીના છે, વૃક્ષોના ફળ શું ઉપયોગમાં આવે છે વગેરે જાણવા માટે નરેનને પ્રશ્નો કર્યા કરતી. આ સમયે નોકરે આવીને નરેનને મોટાભાઈ બોલાવે છે એ જણાવ્યું.

ત્યારે એક મોટી માછલી લાલચમાં પડીને નજીક આવી રહી હતી. નરેનનું ધ્યાન એ માછલી તરફ હતું. એટલે નોકરનાં કહેવા પર ધ્યાન ન આપતાં તેણે પ્રશ્ન કર્યો : 'મોટાભાઈ શા માટે બોલાવે છે?'

બ્રાહ્મણ ભોજનની ધાંધલથી નોકર અજાણ નહોતો. તે બોલ્યો : 'એ વાત તો હું નથી કરી શકતો ભાઈ, પણ બ્રાહ્મણોએ જમવામાં વિરોધ ઊભો કર્યો હતો.'

નરેને તળાવ સામે નજર રાખીને કહ્યું : 'બ્રાહ્મણો જમવા નહિ આવે અમારે જમવાનું છે ખરું? હં, તે શા માટે જમવા નહિ આવે?'

લલિતા તરફ વક્ર દૃષ્ટિ કરીને નોકર બોલ્યો : ' એ લોકો કહે છે, નાનાભાઈ ઘરમાં ખ્રિસ્તીઓને લાવ્યા છે....'

નરેને ચમકીને નોકર સામે રોષ પૂર્ણ દ્રષ્ટિ કરી, નોકર બોલતો અટકી ગયો. લલિતા વ્યસ્તભાવે બોલી ઊઠી : ' માછલી સપડાઈ લાગે છે નરેન બાબુ. '

નરેને છીપ ખેંચી, પણ માછલી સપડાઈ નહિ. તેણે ક્રોધ ભર્યા ભાવે નોકરને કહ્યું : ' હું હમણા જમવા નહિ આવી શકું. અત્યારે મોટાભાઈ બોલાવે છે એમ ? જંગલી નહિ તો ! '

નોકર ભયનો માર્યો ચાલ્યો ગયો. નરેને ફરીવાર છીપ પાણીમાં નાખી. લલિતાએ પ્રશ્ન કર્યો : ' હકીકત શું છે નરેન બાબુ ? ખ્રિસ્તીઓ બધા કોણ...? '

જરા બેપરવાઈથી હસીને નરેન બોલ્યો : ' છોડો એ બધાની વાતો, ગામડાના નવરા લોકો પરાઇ ચર્ચામાં જ જીંદગી બરબાદ કરે છે.'

ભુપેને કહ્યું : 'અમને શું ખ્રિસ્તી માન્યા છે ? '

કહીને ભુપેન હસી પડયો. લલિતા બોલી : 'જો આપણને એ રીતે માને તો દોષ દેવા જેવું કશું નથી. કારણકે, આપણી રીતભાત એ લોકો જેવી તો છે જ નહિ. ગામડાંગામમાં આવીને આ રીતે રીતભાત રાખવી એ ખરેખર ભૂલ થઈ છે.'

રોષથી નરેન બોલ્યો : 'જરા પણ ભૂલ નથી થઈ. ભૂલ જરૂર ગણાત—જો એ બધા નવરા મુર્ખાઓના મતનું જરાપણ મૂલ્ય હોત તો.'

ભુપેને કહ્યું : 'પણ એ નવરા માણસોથી જ હિન્દુસમાજ છે અને સમાજમાં એ લોકોનો મૂલ્યહીન મત જ પ્રબળ ગણાય છે.'

નરેને હસીને કહ્યું : 'સંપૂર્ણ દુર્બળ. એ લોકોનો મત એટલો

દુર્બળ છે કે, તું જોઈને હસ્યા વગર રહી શકીશ નહિ. જો એ લોકોએ જમવા ન આવવાનું કહ્યું છે, એકાદ રૂપિયો મળશે એટલે તરત બધા દોડતા આવશે. મને લાગે છે કે અત્યાર સુધીમાં તો આવી પણ ગયા હશે.'

લલિતાએ કહ્યું : 'શું તમે સાચું કહો છો ?'

નરેને કહ્યું : 'હા હા. તમને વિશ્વાસ ન વસતો હોય તો ચાલો નજરે દેખાડું.'

તળાવની બાજુમાં જ એક માર્ગ હતો. કેટલાક બ્રાહ્મણો હાથમાં છત્રી રાખીને એ રસ્તા પર જઈ રહ્યા હતા, નરેને એ તરફ આંગળી ચીંધીને કહ્યું : 'આમ જુઓ, મારી વાતનું પ્રત્યક્ષ પ્રમાણ. ઉત્તર-પાડાના બ્રાહ્મણો જમવા જઈ રહ્યા છે. મને લાગે છે કે કંઈક દક્ષિણા મળી છે.'

'દક્ષિણા આપવાથી શું બધું શુદ્ધ થઈ જાય ?' લલિતાએ હસીને પ્રશ્ન કર્યો.

નરેને કહ્યું : 'હા, ગાય, બકરાં, બળદ શીખે...'

ત્રણે જણ ખડખડાટ હસી પડયા. એ લોકોના હાસ્યધ્વનિથી ચમકીને જમવા જઈ રહેલા બ્રાહ્મણોએ એ ઘાટ તરફ, ખાસ કરીને લલિતા તરફ વિસ્મય ભરી દૃષ્ટિ નાખી.

૪

સંધ્યા પહેલાં વરેન્દ્રનાથે નરેનને બોલાવીને કહ્યું: 'તેં કંઈ સાંભળ્યું, આજ સામાજિક દંડ ભરીને બ્રાહ્મણોને જમાડવા પડયા છે.'

નરેને કહ્યું: 'આપ દંડ ભરીને જમાડી શકો, હું હોત તો કાન પકડી ખેંચી લાવીને જમાડત.'

નાનાભાઈના ચહેરા પર તીવ્ર દૃષ્ટિ કરીને ગંભીર સ્વરે વરેન્દ્રનાથ બોલ્યાં, 'તારા જેવી બુદ્ધિ કે સાહસ મારામાં નથી.'

નરેન નીચી નજરે ઘડીભર ઊભો રહ્યો. વરેન્દ્રનાથે કહ્યું: 'તું શું ગરીબ બ્રાહ્મણોના કાન પકડીને તારા પોતાના અનાચારને ઢાંકવા ઇચ્છે છે?'

'મેં એવો કોઈ અનાચાર નથી કર્યો, જેથી સમાજ મને દંડિત કરી શકે.'

ક્રોધ ભર્યા સ્વરે વરેન્દ્રનાથ બોલ્યા: 'હિન્દુનાં ઘરમાં બ્રાહ્મ લોકોની સેળભેળ શું અનાચાર નથી?'

'બ્રાહ્મલોકોને હું એવા અપવિત્ર નથી માનતો, જેના સહવાસથી ધર્મનો લોપ થઈ જાય!'

'તું ન માનતો હો, પણ સમાજ તો માને છે.'

'એ તો સમાજની સંકીર્ણ મનોદશા છે.'

તીવ્ર શ્લેષ પૂર્ણ સ્વરે વરેન્દ્રનાથે કહ્યું : 'તારા જેવા કેટલાક ઉદાર મતવાદીઓના પ્રતાપે જ સમાજ રસાતલમાં જશે.'

મોઢું ઊંચું કરી તીવ્ર સ્વરે નરેન બોલ્યો : 'જે સમાજના માણુસો માણુસો પ્રત્યે ઘૃણા કરે, તે સમાજ રસાલતમાં જવા માટે જ યોગ્ય છે.'

વરેન્દ્રનાથ હસી પડયા, બોલ્યા: 'મને લાગે છે તું મોટો સંસ્કારક બની બેઠો છે.'

'આ સમાજનો સંસ્કાર કરવો એ ?. વિધાતા માટે પણ અસાધ્ય છે.'

નયનો વક્ર કરીને વરેન્દ્રનાથે કહ્યું : 'વિધાતાના માટે જે કાર્ય અસાધ્ય છે, તે કાર્યમાં માથું મારવાની મુર્ખાઈ તારે શા માટે કરવી જોઈએ ?'

નરેન ગંભીર વદને મૌન રહ્યો. વરેન્દ્રનાથે કહ્યું : 'હશે, જે થવાનું હતું તે થઈ ગયું છે, હવે સંભાળીને ચાલજે.'

જરા જોરભર્યા સ્વરે નરેન બોલ્યો : 'એટલા ખાતર આપ એ લોકોને રજા આપીને અતિથિનું અપમાન કરવાનું તો નથી સૂચવતાને ?'

મોઢા ઉપર આવો રૂઢ ઠપકો સાંભળીને વરેન્દ્રનાથ ચીડાઈ ગયા; તીવ્ર સ્વરે બોલ્યા : 'જેના ખાતર સમ્માન નષ્ટ થાય, ભુવન મુખુજ્યેના દીકરાને સામાજિક દંડ દેવો પડે, તેઓને ઘરમાં સ્થાન આપવું હુ ઉચિત નથી માનતો.'

નરેને પણ ચીડાઈને કહ્યું : 'પરંતુ આ વાત નોકર મારફત એ લોકોને સંભળાવવી એ ગૃહસ્થાઈ ન કહેવાય.'

ફરી વાર થયેલા મિથ્યા આરોપથી વધારે ચીડાઈને

વરેન્દ્રનાથ ચીત્કાર કરીને બોલી ઊઠયા : 'મારા કોઈ પણ કાર્યની કેફિયત હું તને દેવા નથી ઇચ્છતો.'

નરેન વધું કશું ન બોલતાં ધીરે ધીરે ચાલ્યો ગયો. એના મનમાં થયું, આ પળે જ ભુપેન અને લલિતાને લઈને કલકત્તા ચાલ્યા જવું, પરંતુ એથી અપમાનની માત્રા વધી પડશે અને પોતાનું આત્મગૌરવ પણ ઝાંખું બનશે, આમ વિચારીને તેણે પોતાના ક્રોધને દબાવી દીધો અને ધીરે ધીરે ચિંતા ભર્યા ભાવે જે ઓરડામાં ભુપેન અને લલિતા હતા ત્યાં પ્રવેશ કર્યો.

ભુપેન ત્યારે ઈઝીચેર પર પડયો પડયો એક ગ્રંથ વાંચી રહ્યો હતો, અને લલિના ફરવા જવાના વસ્ત્રો બદલાવીને દ્વાર પાસે ઊભી ઊભી રાહ જોતી હતી. નરેનને જોતાં જ તે બોલી ઊઠી : 'હું તો ક્યારની રાહ જોતી ઊભી છું નરેનબાબુ, પરંતુ તમે તો આવ્યા જ નહિ. આજ તો મેદાન તરફ ફરવા જવાનું છે ને?'

જરા ખમચાઈને નરેન બોલ્યો : 'દસ મિનિટ રાહ જુઓ, હું વસ્ત્રો બદલાવીને આવું છું.'

ભુપેને પુસ્તકમાંથી નજર ઊંચી કરીને કહ્યું : 'આ તારી અન્યાય ભરી રીત છે લલિતા, નરેનના ઘરમાં આજે આટલું બધું કાર્ય...'

વચ્ચે જ લલિતા હસીને બોલી : 'નરેનબાબુ માટે બધાં કામ અધૂરાં જ રહેલાં લાગે છે!'

મૃદુ હાસ્ય સાથે નરેન અંદર ચાલ્યો ગયો.

નરેને પોતાના ઓરડામાં જઈને ઉતાવળા ભાવે અપર્ણાને કહ્યું : 'મારાં કપડાં કયાં છે?'

'બાજુના ખંડમાં છે.'

'જરા જલદી લાવી દે તો, મારે હમણા જ ફરવા જવું છે.'

અપર્ણાએ કહ્યું : 'ભોળાને બોલાવું છું.'

વિરક્ત ભાવે નરેન બોલ્યો : 'તું પોતે જ જઈને લઈ આવને.'

'હું અત્યારે નહિ અડકું...'

'કારણ ?'

'કારણ, હજી હમણા જ હું નાહી ધોઈ વસ્ત્રો બદલાવીને ચાલી આવું છું.'

જરા રોષથી નરેન બોલ્યો : 'એટલે મારા કપડાંને અડવાથી તું પાછી અપવિત્ર થઈ જાય.'

સ્વામીની વાતનો ઉત્તર ન આપતાં અપર્ણાએ દ્વાર પાસે જઈ બૂમ મારી, ભોળા !'

નરેન ખુરસી પર બેસી ગયો, બોલ્યો : 'આમ જો, તારી આ છૂતાછૂતની રીતભાતથી હું તંગ થઈ ગયો છું.'

મૃદુ હસીને અપર્ણા બોલી : 'શું બધાને તમારા જેવા અનાચારી થવાનુ કહો છો ?

જોરથી માથું હલાવીને નરેન બોલ્યો : 'હા, કહું છું.'

મોઢું ભારે કરીને અપર્ણા બોલી : 'મારાથી એ નહિ બની શકે. હું તમારી લલિ નથી.'

ક્રોધથી ધરતી પર પગ પછાડીને નરેન બોલ્યો : 'તું એના પગની એક આંગળીને પણ યોગ્ય નથી.'

ઘવાયેલ નાગણ માફક પાછી ફરીને ક્રોધથી દબાયેલા સ્વરે અપર્ણા બોલી : 'જરૂર; કારણ, હું પરપુરુષને હાથ પકડીને ફરવા જતી નથી, હું હિન્દુની પુત્રી છું.'

તીવ્રસ્વરે નરેન બોલ્યો : 'માત્ર હિન્દુની પુત્રી નહિ, બ્રાહ્મણ પંડિતની પુત્રી.'

બાપને ઉદ્દેશીને બોલાયેલું આ વ્યંગ સાંભળતાં જ અપર્ણા વધુ ચીડાઈ, બોલી: 'મારા બાપુ માત્ર બ્રાહ્મણ પંડિત નથી, એમના જેવા શુદ્ધાચારી આટલામાં કોઈ નથી.'

શ્લેષ ભર્યું કઠોર હાસ્ય હસીને નરેન બોલ્યો :—

'તેથી જ તારા મનમાં આવું નરક ભર્યું છે.'

રોષથી આંખ મોઢું લાલ કરીને અપર્ણા બોલી ઊઠી : 'અને સ્વર્ગ તો તમારી લલિતાના મનમાં જ ભર્યું લાગે છે!'

'તમારી લલિતા' એ વાક્ય સાંભળીને નરેન ચમકી ઊઠયો. એ તરફ જરાયે ખ્યાલ રાખ્યા વગર અપર્ણા ઉત્તેજીત સ્વરે બોલવા લાગી : 'બ્રહ્મજ્ઞાનીની છોકરી ખાતર તમારા મનમાં આટલી બધી વેદના શા માટે થાય છે?'

ક્રોધથી ધ્રૂજતા સ્વરે નરેન બોલ્યો : 'મારા મનમાં શું થાય છે કે શું નથી થતું, એ જાણવાનો અધિકાર તને નથી. પરંતુ એ બ્રહ્મજ્ઞાનીની પુત્રીના અંતઃકરણમાં જે પવિત્રતા, જે તેજ છે, તે તારા જેવી એક પંડિતની પુત્રીના હૃદયમાં કોઈ કાળે ટકી શકે નહિ.'

એક તો બાપ ઉપર ટાણો, અને લલિતાની પ્રશંસા,—અપર્ણા ક્રોધથી આત્મભાન ગુમાવી બેઠી. તે બોલી ઊઠી : 'વેશ્યાના મનની પવિત્રતા બ્રાહ્મણ પંડિતની પુત્રીના હૈયે ક્યાંથી હોય?'

ક્રોધથી નરેન પણ હિતાહિતનું જ્ઞાન વિસરી ગયો, તે દાંત કચકચાવીને બોલ્યો : 'તું અતિ શુદ્રની [illegible] લાગે છે.'

અપર્ણાએ ગરદન ઊંચી કરી ક્રોધથી ફફડતા સ્વરે કહ્યું : 'વજ શિરોમણી જેવા સદ્—બ્રાહ્મણની દીકરીને શુદ્રની પુત્રી કહેવી, એવું સાહસ કોઈમાં નથી.'

ધરતી ઉપર પગ પછાડીને ગર્જના પૂર્વક નરેન બોલ્યો : 'એ

સાહસ મારામાં છે. માત્ર એટલું જ નહિ, તારા જેવી હલકા મનની સ્ત્રીને પત્ની તરીકે સ્વીકારવા પણ હું તૈયાર નથી.'

ઉત્તેજીત સ્વરે અપર્ણા બોલી : 'હું પણ જોર કરીને સ્વીકાર કરાવવા ઇચ્છતી નથી.'

સળગતી નજરે જાણે અપર્ણાને પ્રજાળતો હોય, એ રીતે જોઈને નરેન બોલ્યો : 'તું શા માટે ઇચ્છે ? હું જાણું છું, ગરીબની દીકરીથી જમિનદારના ઘરનું સુખ સહી શકાય નહિ. કૂવાનું દેડકું સાગર જોઈને ફાટી પડે.'

આંખો ચડાવીને અપર્ણા બોલી : 'હું કૂવાના દેડકા જેવી છું, મને કૂવામાં જ રહેવા દો.'

તીવ્ર કંઠે નરેન બોલ્યો : 'સારું, એમ જ થશે. અને સાથે સાથ એ પણ કહી રાખું છું કે તું બ્રાહ્મણની દીકરી હો, તો મારી આજ્ઞા સિવાય આ ઘરમાં પગ મૂકીશ નહિ.'

આટલું કહી વંટોળિયા માફક નરેન ખંડ બહાર નીકળી ગયો. અપર્ણા દ્વાર પકડીને સ્તંભિત ભાવે ઊભી રહી.

ત્યાર પછી નરેન જે કંઈ થોડા દિવસ રહ્યો, તે દિવસોમાં અપર્ણાના ખંડમાં ન આવ્યો, બહાર જ દિવસો કાઢી નાખ્યા. ત્યારપછી જે દિવસે પ્રતિમા જળમાં પધરાવી, તે દિવસે ભુપેન અને લલિતાને લઈને કલકત્તા ચાલ્યો ગયો. ત્યાં પહોંચ્યા પછી તેણે પોતાના સાસરાને પત્ર લખ્યો, 'આપની કન્યાનું માન જાળવવા ખાતર આપ એને ત્યાંથી આપના ઘેર લઈ જજો.'

ગામની બાજુમાં જ સોનારચક નામના ગામમાં નરેનનું

સાસરું હતું. એના સાસરા વ્રજનાથ શિરોમણી નામાંકિત બ્રાહ્મણ પંડિત હતા. એમનું પાંડિત્ય આસપાસના પ્રદેશમાં પ્રખ્યાત હોવા છતાં પણ દારિદ્ર એમનું સહચર બન્યું હતું. દારિદ્રનો પણ ખાસ વાંક નહોતો, તેમણે પોતે જ દારિદ્રને જીતી લીધું હતું. ન્યાય, દર્શન અને સ્મૃતિશાસ્ત્રમાં અસાધારણ જ્ઞાનવાન હોવા છતાં તેઓ શાસ્ત્રીય વ્યવસ્થા આપવામાં કોઈ પાસેથી કશું ગ્રહણ કરતા નહિ, અને દેશ વિદેશથી નિમંત્રણ આવે ત્યારે બ્રાહ્મણ સિવાય કોઈનું દાન સ્વીકારતા નહિ. એટલે એમના જ્ઞાનની ખાસ આવક નહોતી. આઠદશ વિઘા જમીન હતી, એની આવકમાંથી સંસાર ચાલતો. સંસાર પણ સાવ નહાનો નહોતો. સંસારમાં જો કે એક માત્ર કન્યા સિવાય અન્ય કોઈ આત્મીય નહોતું, છતાં પણ તેઓ ઘણાનું પોષણ કરતા. પાંચ સાત વિદ્યાર્થીઓ હતા, વૃદ્ધ નોકર ભજહરિ હતો, એક ગાવડી હતી, પૂજાગૃહ હતું, એક બે અતિથિ અભ્યાગત પણ હંમેશ રહેતા. એટલે ગૃહભંગ હોવા છતાં યે ગૃહવ્યવહારના ઉપકરણોનો અભાવ નહોતો. શિરોમણી મહાશયની સંસાર ત્યાગ કરવા જેવડી ઉમ્મર હતી, છતાં સંસાર બિછાવીને તેઓ બેઠા હતા.

ગૃહિણીના મૃત્યુ પછી શિરોમણી મહાશય જાતે જ પાક કાર્ય કરતા. પરંતુ કોઈ કોઈ વાર શરીર અસ્વસ્થ થતું ત્યારે વિદ્યાર્થિઓ એ ભાર ઉઠાવી લેતા. શિરોમણી મહાશય પ્રાતઃકાળે વિદ્યાર્થિઓને અભ્યાસ કરાવી સ્નાન પૂજાના કાર્યમાં બેસતા. ત્યાર પછી બધાની સાથે જમવા બેસતા. મધ્યાન્હ પછી વિદ્યાર્થિઓ સાથે શાસ્ત્ર આલોચના કરતા.

સંધ્યા પછી ગામના ઘણા માણસો એમની પાસે એકઠા થતા. કોઈ શાસ્ત્રી કથા સાંભળવા આવતા, કોઈ વ્યવહારિક બાબતની સલાહ લેવા આવતા. તેઓ કોઈને અવળી સલાહ આપતા નહિ; કોઈને કોર્ટે

જવાનું કહેતા નહિ, ઘર મેળે દરેક વિવાદ પતી જ જવા જોઈએ એ રીતે તેઓ સમજાવતા અને પરિણામે ઘણા કુટુંબો કલેશથી ઉગરી જતાં.

ધર્મોપદેશની બાબતમાં તેમનામાં કંઈક વિશેષતા હતી. તેઓ ધર્મને આચાર વ્યવહાર કરતાં વધારે ઉચ્ચ માનતા. તેઓ કહેતાઃ 'જે ધર્મ છે તે સાર્વજનીક છે; ધર્મની સામે હિન્દુ, મુસલમાન, બૌદ્ધ, ખ્રિસ્તી જેવો કોઈ ભેદ નથી. જે કંઈ દેશભેદ કે સમાજ ભેદના કારણે જુદું દેખાય છે, તે માત્ર આચાર છે. એ આચાર સાથે ધર્મને કશો સંબંધ નથી, અને આચારની સામાન્ય ત્રૂટીથી ધર્મનો લોપ થતો નથી. ધર્મ એ પ્રાણની વસ્તુ છે, આચાર બાહ્ય વસ્તુ–સમાજ બંધનની દોરી માત્ર છે.'

એક વખત એક સ્પષ્ટવાદી વક્તાએ પ્રશ્ન કર્યો: 'જો આચાર એ બાહ્ય વસ્તુ છે, તો આપ એને માનો છો શા માટે?'

શિરોમણી મહાશયે હસીને ઉત્તર આપ્યો : 'હું સમાજના કુંડાળા વચ્ચે જ વસુ છું, મારે આચાર માનીને ચાલવું જ જોઈએ. જે લોકો આ કુંડાળા બહાર ચાલ્યા ગયા છે, તે લોકોને માનવાની જરૂર નથી. સાધુ સન્યાસી સમક્ષ બ્રાહ્મણ ચંડાળનો ભેદ નથી, મુસલમાનના હાથનું ખાતાં તેઓ અચકાતા નથી.'

ધર્મ સંબંધી આવા ઉદાર વિચારોના કારણે કેટલાક એમના પર અશ્રદ્ધા રાખતા, કેટલાક વળી વધુ શ્રદ્ધા રાખતા. જે લોકો શ્રદ્ધા રાખતા તેમાંના ભુવન મુખોપાધ્યાય એક હતા. કામમાંથી નિવૃત્ત થઈને ભુવનબાબુ જે થોડો સમય ગામડામાં રહ્યા હતા, તે સમયનો મોટો ભાગ તેમણે આ ઉદાર મતવાદી પંડિતના સહચારમાં જ ગાળવાનો પ્રયત્ન કર્યો હતો. તેઓ કેવળ આ શાસ્ત્રજ્ઞ પંડિત પાસે

ધર્મોપદેશ સાંભળતા એમ નહોતું, અનેક વાર વ્યવહારિક બાબત માટે પણ સલાહ લેતા; ઘણીવાર વ્રજબાબુની સલાહથી તેમને મોટો લાભ પણ થયો હતો. આ માટે તેઓ કંઇક બદલો આપવા ઇચ્છતા હતા પરંતુ આ નિર્મોહી પંડિતને કઈ રીતે બદલો આપવો તે સમજાતું નહિ.

છેવટે શિરોમણી મહાશય એકની એક કન્યા અપર્ણાના સંબંધ માટે મુરતીઆની તપાસમાં પરેશાન થવા માંડયા, ત્યારે ભુવનબાબુએ પોતાના નાના પુત્ર માટે અપર્ણાને સ્વીકારવાની પ્રાર્થના કરી. આ કંઈ પ્રાર્થના નહોતી, પ્રાર્થનાના પડદા પાછળ મોટું દાન હતું, આ સમજીને શિરોમણી મહાશય જરા સંકુચિત ભાવે બોલ્યા : 'જુઓ ભુવનબાબુ, શ્રીમંતને આંગણે કન્યા આપવાની મારામાં શક્તિ નથી, અને એવી ઉમેદ છે એમ પણ નથી. કારણ, ગરીબની પુત્રી શ્રીમંતને ઘેર જઇને ભાગ્યે જ સુખી થાય છે; એનો જન્મગત દોષ શ્રીમંતના આંગણે મેળ ખાઇ શકતો નથી. આવો મારો વિશ્વાસ હોવા છતાં આપની સાથે આત્મીય સંબંધનો લોભ હું છોડી શકતો નથી.'

નરેન સાથે અપર્ણાના લગ્ન થઈ ગયાં. રૂપ અને ગુણમાં સર્વાંગ સુંદર જમાઈ મેળવીને શિરોમણી સંતુષ્ટ તો થયા, પરંતુ કન્યાના ભાવિ સંબંધી સંપૂર્ણ નિશ્ચિંત રહી શકયા નહિ. અપર્ણા સુંદર હતી, અતિસુંદર હતી, એના વદન પર ચાંદની જેવી પ્રતિભા હતી, છતાં તે ગરીબની પુત્રી હતી. શ્રીમંતને ઘેર મેળ કેવી રીતે ખાશે ? આ શંકા હૃદયમાં સાચવીને શિરોમણી મહાશયે સઘળો ભાર વિધાતા પર છોડી દીધો.

ત્યાર પછી ભુવનબાબુનું અવસાન થયું, અપર્ણાએ ઉમ્મર લાયક થઈ સ્વામીગૃહે સ્થાઈ વાસ શરૂ કર્યો. શિરોમણી પુત્રી સંબંધી કંઈક નિશ્ચંત થઈ ને આ માયારૂપી બંધનોનો ત્યાગ કરી કેવી રીતે

બ્રહ્મપદમાં આત્મસમર્પણ કરવું, એ માર્ગ નો ઉપાય શોધવા લાગ્યા. એ સમયે અચાનક એક દિવસ નરેનના પત્રે એમના હૈયામાં તીર માર્યું અને ભૂતકાળની ચિંતાને સજાગ કરી મૂકી.

શિરોમણી પત્ર લઈને વરેન્દ્રબાબુ પાસે ગયા. વરેન્દ્રનાથે પોતાની સમ્મતિ અસમ્મતિ કશું ન દર્શાવતાં માત્ર એટલુંજ કહ્યું : ' આપની ઇચ્છા પ્રમાણે કરો.'

શિરોમણી મહાશયે કન્યાને પણ આ માટે પૂછી જોયું. અપર્ણાએ આવવા માટે ભારે ઇચ્છા દર્શાવી. ન છૂટકે તેઓ કન્યાને પોતાના ઘેર લઈ આવ્યા.

# ૫

**અપર્ણાના** પિયર જવા સંબંધી વરેન્દ્રનાથે કોઇ પ્રકારનો મત ન આપ્યો કારણ કે એમના હૈયામાં ક્રોધ પ્રજળી રહ્યો હતો. એ ક્રોધનું મૂળ હતું અભિમાન! નરેને કશું જણાવ્યા વગર, મોટાભાઇની અનુમતિ મેળવવાનો વિનય જતો કરીને પોતાની સ્ત્રીને સમ્માનના રક્ષણ ખાતર પિયર મોકલી દીધી હતી. આ સાહસિક કાર્ય દ્વારા નરેને સ્વતંત્ર હોવાનો અને આ મકાનનો માલિક હોવાનો આભાસ જાણે દર્શાવ્યો...એટલું જ નહિ પણ અગાઉના અપમાનનો જાણે પૂરતો બદલો લીધો. સામાન્ય માણસો સામે પણ મોટાભાઇને હલકા કરી મૂકયા. આ બધું વિચાર્યા પછી વરેન્દ્રનાથ ક્રોધે ભરાયા વગર રહી શકયા નહિ. પરંતુ એ ક્રોધ એમણે મન વચ્ચે જ છૂપાવી રાખ્યો. મહામાયા પણ એ મનોભાવ જાણી શકી નહિ. અપર્ણાના ગયા પછી તેણે જ્યારે સ્વામીને પ્રશ્ન કર્યો: 'નાની વહુ અચાનક શા માટે પિયર ગઇ?' ત્યારે વરેન્દ્રનાથે ગંભીર ભાવે ઉત્તર આપ્યો: 'મોટા ઘરની વહુ થાય એટલે શું પોતાના ગરીબ બાપનું ઘર વિસરી જાય?'

સાંભળીને મહામાયા હળવું હસી, કારણ કે પોતાને પણ મોટા ઘરની વહુ બનીને બાપના ઘરને ભૂલી જવું પડયું છે.

આ રીતે અંતરના ક્રોધને અંતરમાં દબાવી રાખવા છતાં પણ

અચાનક એ ક્રોધ જ્વાળામુખિ માફક ફાટી નીકળ્યો, એથી વરેન્દ્રનાથ પોતે પણ વિસ્મિત થયા વગર રહી શકયા નહિ.

મોડલ પાડાના નિતાઇ સરકારનું મહેસૂલ બાકી હોવાના કારણે એના પર દાવો માંડવામાં આવ્યો હતો. નિતાઇએ વરેનબાબુ પાસે આવીને ખૂબ કાલાવાલા કર્યા, પરંતુ વરેનબાબુએ એના કાલાવાલા પર ધ્યાન ન આપ્યું નાયબ ગોપીનાથે વરેનબાબુને સમજાવી દીધું હતું કે, નિતાઇ સરકાર જેવો લુચ્ચો પ્રજાજન આખા મહાલમાં બીજો કોઈ નથી, શક્તિ હોવા છતાં તે મહેસૂલ આપતો નથી, એટલું જ નહિ પણ અન્ય પ્રજાજનોને મહેસૂલ ન આપવા માટે ઉશ્કેરે છે. જો એના પર કામ ચલાવવામાં નહિ આવે તો મહેસૂલની એક પાઈ પણ મળી શકશે નહિ.

નાયબની વાતથી વરેનબાબુ નિતાઈ પર ખૂબ રોષે ભરાયા હતા, એથી નિતાઈના કાલાવાલાની કોઈ અસર ન થઈ. મુકદ્દમાની ડીક્રી થઈ ગઈ અને અદાલતના માણસોએ નિતાઈની સ્થાવર જંગલ મિલકતને લિલામમાં મૂકી.

નરેશ આ સમયે ઉનાળાની રજાઓ ભોગવવા દેશમાં આવ્યો હતો. મોટાભાઈ પાસેથી નિરાશ થઇને નિતાઈએ એક દિવસે નાનાભાઈને પકડયા અને રડતાં કકળતાં પોતાની બધી મુશ્કેલી જણાવી : 'નાયબ મહાશયના દિકરાના અન્નપ્રાસન વખતે પોતે કશું દાન આપી શકેલ ન હોવાથી આ પ્રસંગ ઊભો થયો છે. આટલા ખાતર દર વરસે નિયમિત મહેસૂલ ભરવા છતાં પણ મુશ્કેલી રહ્યા કરે છે. આ વરસે સંયોગો સારા ન હોવાથી મહેસૂલ પૂરું આપી શકાયું નથી.'

નાયબ ગુમારતો પ્રજાપર અત્યાચાર કરે છે, એ વાત નરેનની જાણ બહાર નહોતી, એટલે તેણે નિતાઇને આશ્વાસન આપી વિદાય

ર્યો. ત્યાર પછી તેણે મોટાભાઇ પાસે જઈ નિતાઈ અને નાયબના અત્યાચારની સઘળી હકિકત કહી. સાંભળીને વરેન્દ્રનાથે રૂઢ સ્વરે કહ્યું : લુચ્ચા પ્રજાજનો હંમેશાં નાયબ ગુમાસ્તા પર દોષનો ટોપલો મૂકીને પોતાની સચ્ચાઇ પૂરવાર કરવાનો પ્રયત્ન કરે છે.'

નરેને કહ્યું : 'પરંતુ આ પ્રસંગમાં કોણ ગુનેગાર અને કોણ નિર્દોષ છે એ જાણી લેવું કર્તવ્ય છે.'

વરેન્દ્રનાથે વિરકતભાવે કહ્યું : 'મારું કર્તવ્ય તો મહેસૂલ વસૂલ કરવાનું છે. એ મહેસુલ આપી શકે, તો અદાલતમાં જઇને છૂટકારો મેળવી શકે છે.'

'બિચારો ગરીબ છે, અદાલતમાં જવાની એનામાં શક્તિ નથી.'

'પૂરાવા વગર મહેસૂલ જતું કરવાની મારામાં પણ શક્તિ નથી.'

નયનો વક્ર કરીને નરેન બોલ્યો : 'શું આ અન્યાય નથી થતો?'

રોષથી દબાયેલા સ્વરે વરેન્દ્રનાથ બોલ્યા : 'ન્યાય અન્યાયનું જ્ઞાન તારા કરતાં મારામાં વધારે છે.'

આ માટે વધારે કંઈ કહેવું એ ઉચિત નથી એમ માનીને નરેન મોટાભાઇ પાસેથી ચાલ્યો ગયો.

ત્યાર પછી એક દિવસે ગોપીનાથ પાસેથી નરેને સાભળ્યું કે મોટાભાઇએ નિતાઇની સંપત્તિ લીલામ કરવા માટે ઉતાવળ કરી છે. ગોપીનાથે એ પણ જણાવ્યું કે નાનાભાઇએ નિતાઇનો પક્ષ લીધો હોવાથી આ કાર્ય જલદી પતી જવું જોઈએ. સાંભળીને નરેને વિસ્મયપુર્વક કહ્યું : 'કેમ એના પક્ષમાં હું શું અન્યાય ભર્યું બોલ્યો છું?'

ગોપીનાથે માથું હલાવીને કહ્યું : 'જરા પણ નહિ, બલ્કે આપે

તો ન્યાયપૂર્ણ વાત કરી હતી. એણે મહેસૂલ ભર્યું છે કે નહિ એની તપાસ કરવામાં આવે તો હું પણ બદનામીમાંથી બચી જાઉં. પણ આપે એનો પક્ષ લીધો એથી રોષે ભરાઇને મોટાભાઇએ આ બાબતમાં કાન નથી દીધો.'

નરેને ચીડાઇને કહ્યું : 'એમાં રોષ શેનો? એમની ઇચ્છા પ્રમાણે એ કરે, એમાં શું કંઇ બોલવાનો મને અધિકાર નથી ?'

ગોપીનાથે ગરદન હલાવીને કહ્યું: 'કોણ કહે છે આપનો અધિકાર નથી? આપ તો અડધી સંપતિના માલિક છો...'

નરેન ગંભીર ભાવે બેસી રહ્યો. ગોપીનાથે કહ્યું: ભાઈ, હું આપને શું કહું? આપે જ્યારે મોટાભાઈ સમક્ષ નિતાઇ માટે માગણી કરી ત્યારે મોટાભાઇએ નિતાઇને છોડી દેવો જોઈતો હતો. આપનું આવી રીતે અપમાન કરવું એ શું યોગ્ય થયું છે?'

ગર્જન કરીને નરેન બોલ્યો 'અપમાન! હું જોઈ લઇશ, કોણ નિતાઈ સરકારના ઘરબાર લિલામ કરી શકે છે!'

આહ્લાદ ભર્યું હાસ્ય હસીને હર્ષ ભર્યા સ્વરે ગોપીનાથ બોલ્યો: 'ગમે તેમ તોય સિંહના બાળક છો ને!'

આ પ્રશંસાથી જરાયે પ્રફુલ્લ ન થતાં નરેન સીધો ખજાનચી પાસે ગયો અને પોતાના ખાતે અઢીસો રૂપિયા માગ્યા. પરંતુ ખજાનચી મોટાભાઈની સંમત્તિ વગર આવડી મોટી રકમ આપી શકયો નહિ, તે હુકમ મેળવવા માટે મોટાભાઈ પાસે ગયો. એ પહેલાં જ ગોપીનાથ મોટાભાઈ પાસે જઇને વિનયપૂર્વક બોલ્યો :

'નાનાભાઈએ જ્યારે આટલી જીદ પકડી છે, ત્યારે નિતાઇનો મામલો છોડી દેવો એજ સારું છે.'

'શું નાનાભાઇથી ડરી જઈને?'

ગોપીનાથે શંકિત ભાવે કહ્યું : 'ડરીને તો શું, પણ જ્યારે એમણે જીદ પકડી છે, ત્યારે કદાચ પોતાના ખાતે પૈસા લઇને પણ લિલામ અટકાવી શકશે.'

આસન ઉપર હાથ પછાડીને વરેન્દ્રનાથે કહ્યું : 'લિલામ જો રદ થશે તો તારી નોકરી પણ રદ થવાની, એ જાણી રાખજે.'

ગોપીનાથ ભયથી ધ્રૂજતો ધ્રૂજતો ચાલ્યો ગયો. એજ વખતે ખજાનચીએ આવીને નાનાભાઇને રૂપિયા આપવા માટે આજ્ઞા માગી. મોટાભાઇએ પૈસા આપવાનો નિષેધ કર્યો, તેમણે માન્યું કે આ પૈસા નિતાઇ ખાતર જ નરેન લેવા ઇચ્છે છે. ખજાનચીએ પાછા આવી નરેનને મોટાભાઇનો આદેશ સંભળાવ્યો. નરેન રોષથી ઉકળતો સીધો મોટાભાઇ પાસે ગયો અને ક્રોધને દબાવી શાંત સ્વરે બોલ્યો : 'ખજાનચી પાસે અઢીસો રુપિયા માગ્યા હતા, પરંતુ એ આપવાની ના પાડે છે.'

વરેન્દ્રનાથે ગંભીર સ્વરે કહ્યું : 'એનો દોષ નથી.'

ભ્રકુટી વક્ર કરીને નરેને પ્રશ્ન કર્યો : 'ત્યારે કોનો દોષ છે?'

એના વદન પર તીવ્ર દૃષ્ટિપાત કરીને વરેન્દ્રનાથ બોલ્યા : 'દોષ તારો છે. તને જે પૈસા આપવામાં આવે છે, તે તારા ખર્ચ કરતાં વધારે હોય છે.'

ક્રોધથી ધ્રૂજતા સ્વરે નરેન બોલ્યો : 'શું એ પૈસા મને કોઇ દયા દાખવીને આપે છે!'

'તું જેમ માને તેમ.'

નરેને દાંતે દાત દબાવીને કહ્યું : 'હું કોઈની દયા ઇચ્છતો નથી, મારી મિલકતનો ભાગ મને આપી દો.'

વરેન્દ્રનાથે એના ચહેરા પર જ્વલંત નજરે જોઇ ક્રોધ ભર્યા સ્વરે કહ્યું : 'સારું, પણ આ કંઇ બકાલાનો ભાગ નથી કે એક દિવસમાં ભાગ પાડી શકાય.'

'પાડી શકાય છે કે નહિ, એ હું જોઈ લઇશ.' કહીને નરેન અસ્થિર પગલે ચાલ્યો ગયો. વરેન્દ્રનાથ વિચારમાં પડ્યા. થોડીવાર પછી તેમણે ખજાનચીને બોલાવી કહ્યું : ' નરેનને જે કંઈ પૈસા જોઇએ તે આપજો.'

૬

પરંતુ નરેને પૈસા ન માગ્યા. એ તો વકિલોની સલાહ માટે ચારે તરફ ઘૂમવા માંડયો. સલાહનો અભાવ ન રહ્યો. ગામના ઘણા માણસો વણમાગી સલાહ નરેનને દેવા લાગ્યા. નરેનને આ પહેલાં ખબર પણ નહોતી કે, ગામમાં એના આટલા બધા હિતેચ્છુ માણસો વસે છે. હિતેચ્છુ માણસો એકલા નરેનને નહોતા, મોટાભાઇને પણ ઘણા હતા, અને તેઓ મોટાભાઈ પાસે જઈને નરેનની વિરુદ્ધમાં ખૂબ તીવ્ર મંતવ્ય રજૂ કરતા, સાથો સાથ ગંભીર દુઃખ પણ જણાવતા, એ દુઃખ પાછળ આંતરિક આનંદ છૂપાયો હોય એવા ભાવ લોકોના ચહેરા પર સ્પષ્ટ તરી વળતા. એટલે આ હિતેચ્છુઓના ટોળાથી મોટાભાઈ જરાપણ રાજી થઈ શક્યા નહિ, બલ્કે નાનાભાઈ પ્રત્યે પોતે રૂક્ષ વ્યવહાર દાખવ્યો છે એ વિચારીને ખૂબ ગ્લાનિ અનુભવતા. પરંતુ હાથનું તીર અને મોઢાની વાત એક વખત છોડી દીધા પછી બીજો કોઇ ઉપાય રહેતો નથી. ન છૂટકે વરેન્દ્રનાથ પોતાના ક્રોધનો અનુતાપ મૌન ભાવે ભોગવવા લાગ્યા.

આ તરફ નરેન પ્રબળ ઉત્સાહ સાથે મુકદ્દમાની તૈયારી કરવા લાગ્યો. મુકદ્દમો કરવા જતાં પૈસાની જરૂર પડે; પણ નરેનના હાથમાં પૈસો ન હોવા છતાં પૈસાનો અભાવ ન હોતો રહ્યો. જાનકી ઘોષાલના પ્રયત્નથી રાઇપુરના જમિનદાર ત્રિલોચનસિંહ નરેનના સહાયક થયા. તેમણે વરેન્દ્રનાથનો અન્યાય સાંભળીને નરેન સમક્ષ પ્રતિજ્ઞા કરી કે

વરેનબાબુના અન્યાયનો પ્રતિકાર કરવા ખાતર પોતે ગમે તેટલો ભોગ આપશે. આ સાંભળીને નરેનને આશ્વાસન મળ્યું.

ચિરશત્રુ ત્રિલોચનસિંહ નરેનનો સહાયક થયો છે, એ સાંભળીને વરેન્દ્રનાથ ભારે ચિંતામાં પડયા; તેમણે માણસો મોકલીને નરેનને સમજાવવાનો પ્રયત્ન શરુ કર્યો. પરંતુ સમજાવવા જનાર માણસો તો નરેનને ઉશ્કેરવાનું જ કાર્ય કરવા લાગ્યા. નાનાભાઇના પરિણામનો વિચાર કરીને વરેન્દ્રનાથ ભારે મૂંઝવણમાં પડયા. મોટાભાઇની મૂંઝવણ જોઈને પણ નરેન રોકાયો નહિ, તે કઠોર ભાવે બદલો લેવા માટે તૈયાર થયો.

નરેન પોતાના ઓરડામાં બેઠો બેઠો મુકદ્દમાના કેટલાક કાગળો તપાસી રહ્યો હતો, એ સમયે મહામાયાએ આવીને સાદ કર્યો: 'નરેનભાઈ?'

ચમકીને નરેને જોયું. મહામાયા ખૂબ નજીક આવીને ટેબલ પર હાથ મૂકતાં બોલી: 'આ બધું શું છે? મુકદ્દમાના કાગળો છે ને?'

નરેન મૌન બેસી રહ્યો. મહામાયા હળવું હસીને બોલી: 'બીજું કંઇ પણ કામ નથી રહ્યું? ભાઇ ભાઇ વચ્ચે કલેશ ઊભો કરવાનું મહાભારત કાર્ય લઇને બેઠા છો તે...'

નરેન ગંભીર વદને મૌન રહ્યો. મહામાયાએ કહ્યું: 'પણ તમારે વધારે કષ્ટ ભોગવીને આ બધું જોવાની જરૂર નથી.'

નીચી નજરે નરેન ગંભીર ભાવે બોલ્યો: 'હં....'

મહામાયાએ કહ્યું: 'હં નથી નરેનભાઈ, તમે શું એમ માનો

કો કે બાપુજીએ લોહીનું પાણી કરીને મેળવેલી સંપત્તિ આમ સહજમાં ફેડી જશે ?'

નયનો વક્ર કરીને નરેન બોલ્યો: 'એવી ઇચ્છા હું રાખતો જ નથી,'

'તમે એવી ઇચ્છા ન રાખો છતાં સમાજના પાંચ માણસો એવું જરૂર ઇચ્છે છે.'

નરેન નીચું જોઇને બેસી રહ્યો. મહામાયાએ કહ્યું: 'પણ પાંચ માણસોની ઇચ્છા સફળ નહિ થાય નરેન ભાઇ !'

બેપરવાઇથી નરેને ઉત્તર આપ્યો:' જોયું જશે.'

એકાએક મહામાયાના મુખ ભાવનું પરિવર્તન થયું, તેણે ક્રોધ ગંભીર વદને કહ્યું: 'કોણ તમે જોશો ? ભાઈ ભાઇ વચ્ચે મુકદ્દમો કરીને જમિનદારીના ભાગ પાડશો ? હજી તો તમે ગઈ કાલના બાળક છો, મેં આવીને તમને રમાડયા છે, શું તમારી આવી હિંમત છે ? મોટાભાઈનું અપમાન કરવું, ભાઇએ ભાઇથી જુદા થવું, અદાલતમાં સંપત્તિ વેડફી નાખવી, બેપરવાઇ રાખીને મને પણ આ રીતે ધુતકારવી, શા માટે ? તમે તમારા મનમાં શું ધાર્યું છે કહો જોઉં ?'

નરેન વિસ્મયથી સજ્જડ થઈ ગયો. આ શું, આ તો જાણે દસબાર વર્ષ પહેલાંના એના એ ભાભી, જે ભાભી જરા જેટલો અન્યાય જોતાં જ કાન પકડતાં હતાં, જેનો સાદ સાંભળીને નરેન ભયથી ધ્રૂજી ઊઠતો, અને વળતી પળે જેના વાત્સલ્ય ભાવથી સુખ અનુભવતો. આજ આટલા દિવસો પછી મહામાયાનું એ રૂપ જોઇને નરેન ધ્રૂજી ઊઠયો.

મહામાયાએ નરેનના વદન પર ક્રોધ ભરી દૃષ્ટિ કરીને તીવ્રસ્વરે

કહ્યું : 'શું વિચારો છો ? માથા ઉપર કોઇનો ભય નથી એટલે તમે તમારું ધાર્યું કરી શકશો ? તમારો કાન પકડવા જેવી તમારી ઉમ્મર નથી એમ માનીને તમે આવો અન્યાય કરી શકશો એમ ?'

નરેન નીચી નજરે બેસી રહ્યો. મહામાયાએ ઘડીભર નીરવ રહીને મૃદુસ્વરે કહ્યું : 'સાંભળો નરેનભાઇ, સંપત્તિ ખાતર અદાલતમાં જવાની જરૂર નથી, તેમ સંપત્તિના ભાગ પાડવાની પણ આવશ્યકતા નથી. અમે આ મકાન છોડી ને ચાલ્યા જઇએ છીએ. ભાગલા પાડવાની કશી જરૂર નથી.'

વિસ્મય પૂર્વક નરેન બોલી ઊઠ્યો : 'ચાલ્યા જાઓ છો ?'

મહામાયાએ હસી ને કહ્યું: 'શું તમને આ અસંભવિત લાગે છે? અદાલતમાં જઇને ભાગ પાડવા કરતાં આ જરાયે અસંભવિત નથી. તમારા મનમાં આ અસંભવિત હોય, પણ તમારા ભાઇના મનમાં જરાયે નથી. સંપત્તિ ઉપર જ્યારે તમને આટલી મમતા છે, ત્યારે તમે જ સંપત્તિ સાચવો. અમે અહીંથી ચાલ્યા જઇએ. માત્ર ચાલ્યા જતા નથી, તમારા ભાઈ તમારા નામ પર સઘળી સંપત્તિ કાયદેસર કરીને જ જશે. તમે ફકત દરમહિને અમને પચાસ રૂપિયા મોકલજો. આ વ્યવસ્થામાં તો તમે સંમત છોને?'

નરેન કોઇ પ્રકારનો મત આપી શક્યો નહિ; મત આપવા જેવું બળ પણ એનામાં એ સમયે નહોતું; મહામાયાએ રજુ કરેલ આ વ્યવસ્થાએ એના મનમાં ભારે ચિંતા ઉભી કરી. તે નીરવ ભાવે નમેલા મસ્તકે બેસી રહ્યો. મહામાયાએ કહ્યું : 'તમારે સમ્મતિ આપવી જ પડશે નરેનભાઇ, તમારા ભાઇએ પ્રતિજ્ઞા કરી છે, પ્રાણ હશે ત્યાં સુધી જમિનદારીના ભાગલા નહિ થવા દે. એટલે આ સિવાય બીજો કોઇ માર્ગ નથી. બેચાર દિવસમાં જ બધી

વ્યવસ્થા પૂરી કરીને તેઓ આ ઘર છોડી દેશે. કલકત્તામાં એકાદ નાનું મકાન ભાડે લેવા માટે તેમણે પોતાના મિત્રને લખી પણ નાખ્યું છે.'

કહીને મહામાયાએ નરેનના ટેબલ પર પડેલા મુકદ્દમાના કાગળો લઇ લીધા અને ટૂકડે ટૂકડા કરી નીચે ફેંકી દીધા. ત્યાર પછી નરેનનો ઉત્તર સાંભળતા પહેલાં જ તે ધીરે પગલે બહાર ચાલી ગઇ. ભાભીના વર્ચસ્વનો અનુભવ કરતો નરેન સ્થિર ભાવે બેસી રહ્યો.

બીજે દિવસે સવારે ઊઠીને નરેન કલકત્તા ચાલ્યો ગયો. જતી વખતે મહામાયાને કહેતો ગયો : 'કલકત્તાથી પાછો આવીશ ત્યારે તમારી વાતનો ઉત્તર આપીશ, ભાભી.'

પણ નરેન પોતે જવાબ દેવા ન આવ્યો; બે દિવસ પછી વરેન્દ્રનાથ ઉપર પત્ર આવ્યો. પત્રમાં નરેને મોટાભાઇની ક્ષમા માગીને લખ્યું હતું : 'મારા ખાતર આપને ગામનો ત્યાગ કરવાની જરૂર નથી, હું જ ગામનો ત્યાગ કરું છું. સંપત્તિનો ભાગ લેવા માટે હું હવે કોઇ પણ દિવસે આવીશ નહિ, આ વાત હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું. કમભાગી નાનાભાઇને ક્ષમા આપજો.'

આ પ્રસંગ પછી લગભગ બે વરસ સુધી નરેન દેશમાં ન આવ્યો.

બીજે વરસે ફરીવાર વાસંતીપૂજા થઈ હતી, પરંતુ પૂજાના સમયે ગરીબ માણસો નાનાભાઇને ન જોવાથી દુ:ખી થયા. વરેન્દ્રનાથનું મન પણ ભારે થઇ ગયું હતું. નાનાભાઇ કેમ નથી આવ્યા એવો કોઇ પ્રશ્ન કરે તો વરેનબાબુ કહેતા : 'હું નથી જાણતો.'

આસો માસમાં પૂજાની રજાઓ વખતે મહામાયાએ સ્વામીને કહ્યું:' નરેન હજી બાળક કહેવાય, એ રોષ કરીને ગયેલ છે એટલે શું એને લેવા માટે ન જવાય? ગમે તેમ કરીને પણ એમને અહીં બોલાવો.'

વરેન્દ્રનાથે ઉત્તર આપ્યો: 'નરેન બાળક હોય તો બળજબરીથી પણ લઇ આવત. વૃદ્ધ હોત તો એ પોતે જ સમજીને આવત. પણ આતો બંનેમાં નથી.'

મહામાયાએ કહ્યુ:' એ કશું હું ન જાણું, તમે જો ન લાવી શકો તો હું પોતે જઇને લઇ આવીશ.'

ન છૂટકે વરેન્દ્રનાથે નાનાભાઇને બોલાવવા માટે ગુમાસ્તા શિવુ સરકારને કલકતા મોકલ્યો. ત્રણ દિવસ પછી શિવુ સરકારે પાછા આવીને જણાવ્યું, નાનાભાઇ કલકતામાં નથી. પશ્ચિમમાં ફરવા ગયા છે. સાંભળીને મહામાયા ચુપ થઇ. પણ તેણે સ્વામીને પકડયા:'ચાલોને આપણે પણ પશ્ચિમમાં ફરી આવીએ. તમારું શરીર પણ ખરાબ થયું છે, દાક્તરે ઘણીવાર હવાફેર માટે પશ્ચિમમાં જવાનું કહ્યું છે.'

જરા હસીને વરેન્દ્રનાથે કહ્યુ:' માત્ર ડાક્તર શા માટે, તું પણ કહે છે, પરંતુ મારાથી કયાં નીકળી શકાય એમ છે?'

મહામાયાએ કહ્યું: 'તમારે નીકળવું જ પડશે. શરીર પહેલું કે સંપત્તિ પહેલી?'

શરીરની ઉપેક્ષા કરવા છતાં પણ વરેન્દ્રનાથ પત્નીના આગ્રહની ઉપેક્ષા કરી શકયા નહિ, પશ્ચિમ તરફ જવા માટેની તૈયારી શરુ થઇ.

## ૭

લલિતાએ પ્રશ્ન કર્યો : 'આ વખતે રજાના દિવસો ક્યાં ગાળશો નરેન બાબુ ?'

નરેને કહ્યું : 'ગમે ત્યાં એક સ્થળે...'

'પણ એકાદ સ્થાન તો નક્કી કરવું જોઇએ ને ?'

હસીને નરેન બોલ્યો : 'જરાયે નહિ. જ્યાં ભગવાન ખેંચી જશે ત્યાં.'

ચાનો કપ ટેબલ ઉપર મૂકીને ભુપેન બોલ્યો : 'ભગવાનના હાથમાં જો ચાબુક હોત, તો તારા પર ચાબુક ફટકાડીને તને વર્ધમાન જીલ્લાના એક ગામડા તરફ ધકેલી મૂકત.'

નરેન હસીને બોલ્યો : 'ચાબુક ઘણો સરસ છે ભુપેનભાઇ. અને એ ચાબુકની ચોટથી જ એ દિશાનો પણ ત્યાગ કરવો પડયો છે.'

ભુપેને કહ્યું : 'એ ચાબુકનો ગુણ નથી, તારા સ્વભાવનો જ દોષ છે.'

માથું હલાવીને નરેન બોલ્યો : 'ચાબુકનો જ પ્રતાપ છે ભુપેન. એ નહોત તો નરેન્દ્રનાથ જેવો બુદ્ધિશાળી છોકરો માથા પર આવું ભૂત રાખીને શા માટે બેસી રહે ? ...આ બધું કર્મનું જ ફળ છે; જીવ માત્ર કર્મના દોરથી બંધાયેલા છે.'

લલિતાએ હળવા હાસ્ય સહ કહ્યું : ‘ અને એ દોરનો છેડો પણ ભગવાને પોતાના હાથમાં જ રાખ્યો લાગે છે ?’

નરેન કહ્યું : ‘ જરૂર, ભગવાન જ્યારે જે દિશામાં ખેંચે છે, ત્યારે તે દિશામાં જવું પડે છે.’

ભુપેને કહ્યું : ‘ સૌભાગ્યની વાત છે, દોર એવો મજબૂત છે કે ખેંચાખેંચમાં તૂટી જતો નથી.’

નરેને ગંભીર ભાવે કહ્યું : ‘ તૂટે શા માટે ? શું એ તારા માન-ચેષ્ટરના મશીનમાં વણાવેલો દોર છે ? આ તો માનવ જ્ઞાનથી પર એવા અદૃશ્ય કારખાનામાં અદૃશ્ય હાથે તૈયાર થયેલો કર્મદોર છે. આખું વિશ્વ આ અદૃશ્ય દોરથી બંધાયેલું છે. ’

લલિતાએ કહ્યું : ‘ ભારે ચમત્કારિક દોર ! સારું, આપ માની લ્યો કે, આપે નક્કી કર્યું છે રજાના દિવસો છાત્રાલયનું અન્ન ખાવામાં જ પસાર કરવા, પણ અચાનક આગ્રા તરફ દોર ખેંચાયો તો...?’

નરેને હસીને કહ્યું : ‘ તરત ઇ. આઈ. રેલ્વેનું ટાઇમટેબલ હું શોધી કાઢીશ. ’

લલિતા હસી પડી; હસતા હસતા બોલી: ‘ સારી વાત, તો પછી રવિવારે સંધ્યા સમયે પુરી એકસપ્રેસમાં આપને કર્મદોર ખેંચી જશે.’

નરેને પણ હસીને ઉત્તર આપ્યો: ‘ ઉત્તમ, હું વિરોધ વગર ડાહ્યા બાળક માફક એક્સપ્રેસના એક ડબ્બામાં બેસી જઈશ.’

ભુપેને મૃદુહાસ્ય સહ કહ્યું: ‘તું પણ ભારે છે લલિ, શું એ નહિ આવે ? પ્રવાસની સાથે જગન્નાથજીના દર્શન ! શું કહે છે નરેન, રથે ચ વામનં દૃષ્ટ્વા...’

નરેને હસીને કહ્યું: 'આસો માસમાં રથ ક્યાંથી આવ્યો ભુપેન? રજાના દિવસો આનંદમાં જશે એ વાત સાચી.'

કહીને એકદમ ઊઠીને તે હારમોન્યમ પાસે ગયો અને પેટીપર આંગળીઓ રમાડતો ગાવા લાગ્યો:

'બંધન કાટ મુરારી...
હમરે બંધન કાટ મુરારી.'

ચંપટી સાહેબે ખંડમાં પ્રવેશ કરતાં કહ્યું: 'ગુડ ઇવનિંગ.'

ભુપેને આસન આપીને પૂછ્યું : 'શું ખબર છે મી. ચંપટી?'

ચંપટી સાહેબે રૂમાલ બહાર કાઢી કપાળ પરનો પસીનો લૂછતા કહ્યું : 'સમાચાર સારા છે. મહામહેનતે સેકન્ડકલાસમાં જગ્યા રીઝર્ડ થઈ શકી છે.'

ભુપેને કહ્યું : જગ્યા રીઝર્ડ ન થઇ હોત, તો પણ હરકત નહોતી.'

તિરસ્કારના સ્વરે ચંપટી સાહેબે કહ્યું : 'હરકત નહોતી? તું શું બોલે છે ભુપેન? કેવી ભીડ થશે એ તું કલ્પી શકે છે? એવી ભીડમાં લલિતાને લઇ જવી શું ઉચિત છે?'

ભુપેને કહ્યું : 'એકસપ્રેસમાં ગીરદી હોત, તો પેસેન્જરમાં જઇ શકાત.'

ભુપેનના વદન પર રોષપૂર્ણ કટાક્ષ કરતાં ચંપટી સાહેબ બોલ્યા : 'પેસેન્જર? એબાઉટ ટવેન્ટીફોર અવર્સ? થોડા પૈસાના લોભમાં કેટલું કષ્ટ ભોગવવું પડે એ જાણે છે?'

ભુપેન આ વાતનો અસ્વીકાર કરી શક્યો નહિ; એટલે તેણે ચંપટીસાહેબના કાર્યને અનુમોદન આપ્યું. લલિતાએ કહ્યું : 'આપણે

ભાગ્યશાળી છીએ કે આપણને સાથી મળી ગયા છે. મી. ચંપટી, આપણી સાથે નરેનબાબુ પણ આવશે.'

ચંપટી સાહેબનો ચહેરો પળ માટે ઝાંખો પડી ગયો. પરંતુ તરત પોતાનો મનોભાવ સંભાળી લઇને ઝાંખા હાસ્ય સહ તેમણે કહ્યું : 'આ માટે હું નરેન્દ્રબાબુને આંતરિક ધન્યવાદ આપું છું.'

પરંતુ એમના આ ધન્યવાદ પાછળ આંતરિક આનંદ જરા જેટલો યે નહોતો, એ નરેન અને લલિતા બરાબર સમજી શક્યા. જરા રહીને ચંપટી સાહેબે વિરક્ત સ્વરે કહ્યું : 'પણ એક બાબતમાં ભારે મુશ્કેલી ઊભી થશે, માત્ર ત્રણ જણની જ જગ્યા રીઝર્ડ થઇ શકી છે.'

લલિતાએ કહ્યું : 'ત્રણમાંથી ચારની જગ્યા કરવી એ કઠણ કાર્ય નથી.'

ચંપટી સાહેબે ગંભીર ભાવે કહ્યું : 'ખૂબ સરલ પણ નથી. તો પછી ફરીવાર જઈને એક જગ્યા માટે...'

નરેને વ્યસ્ત ભાવે કહ્યું : 'ના ના, એવી કશી જરૂર નથી. હું ગમે તે એક ડબામાં જગ્યા કરી લઇશ.'

ચિંતિતભાવે ચંપટી સાહેબ બોલ્યા : 'ગીરદી એટલી છે કે બીજો બંદોબસ્ત થઈ શકશે કે કેમ...'

લલિતા વચ્ચે જ બોલી : 'તો પછી રીઝર્ડ કરવાની જરૂર નથી આપણે ચાર માણસો ગમે ત્યાં સ્થાન જમાવી શકશું.'

ચંપટી સાહેબે કહ્યું : 'પૂજાની રજાઓ નહોત તો જરૂર આપણે જગ્યા મેળવી શકત....'

'તો પછી નરેનબાબુ એકલા જુદા ડબામાં કેવી રીતે બેસી શકે ?' લલિતાએ પ્રશ્ન કર્યો.

નરેને હસીને કહ્યું : 'એ માટે તમે કોઈ કાંઈ ચિંતા ન કરશો. મને સેકન્ડ કલાસ નહિ મળે તો, ઈન્ટર મળશે, ઈન્ટર નહિ મળે તો છેવટે થર્ડ કલાસમાં પણ હું મારી જગ્યા કરી લઇશ.'

લલિતાએ મોઢું ભારે કરીને કહ્યું : 'એવું તે કંઈ બની શકે ? તો પછી પ્રવાસનો આનંદ માર્યો જ જાય ને !'

આ વિવાદનો અંત લાવવા માટે ભુપેને કહ્યું: 'લલિ, મી. ચંપટી કહે છે એ સાચું છે. હવે જગ્યા રીઝર્વ થવી અશકય છે. કદાચ થાય તો એક ડબામાં જગ્યા ન જ મળે. નરેન પોતાની વ્યવસ્થા કરી લેશે અને દરેક સ્ટેશને આપણી પાસે આવશે. એ સિવાય બીજો કોઇ માર્ગ નથી.'

ન છૂટકે લલિતાએ મોટાભાઈની વાત સ્વીકારી અને નરેનને પ્રવાસ માટે તૈયાર થવા કહ્યું. નરેને સંમતિ દર્શાવી વિદાય લીધી.

નરેનના ગયા પછી ભુપેન અને ચંપટી સાહેબ વચ્ચે પ્રવાસ સંબંધી વિચારણા થવા લાગી. ચંપટી સાહેબે કહ્યું : 'તું અંગ્રેજ પેઢીમાંથી એક શુટ લઈ આવ. જો કે આજકાલ ઘણા માણસો સાહેબી પોષાકની નિંદા કરે છે, પરંતુ એ લોકો જાણતા નથી કે પ્રવાસ વખતે એ પોષાક કેટલો ઉપયોગી હોયછે.'

ભુપેને આછા હાસ્ય સહ કહ્યું: 'મને માફ કરો મી. ચંપટી, હેટ કોટનો મને જરાયે અભ્યાસ નથી, મને તો એ પોષાક બાધા જેવો જ લાગશે.'

ચંપટી સાહેબે કહ્યું : 'થોડા દિવસ પહેરીશ એટલે અભ્યાસ થઇ જશે. ત્યારે તું જોજે' તારી ધોતી ચાદર કરતાં એમાં કેટલો લાભ છે, કેટલું માન મળે છે! હેટ-કોટ જોઈને પોલીસ પણ રસ્તો આપી દે.'

ચંપટી સાહેબ હસ્યા, ભુપેન પણ મૃદુ મૃદુ હસવા લાગ્યો.

ત્યાર પછી ચંપટી સાહેબ જવા તૈયાર થયા ત્યારે ભુપેને પૂછ્યું: 'તમે અત્યારે કઇ તરફ જશો ?'

'ચૌરંગી તરફ. થોડીક વસ્તુઓ ખરીદવી છે.'

ભુપેને કહ્યું: 'મારે પણ ચાંદની તરફ જવું છે. બહાર તમારી ગાડી ઊભી છે ને ?'

'હા...'

ભુપેન કપડા બદલાવવા ગયો. લલિતા બારી પાસે ઊભી હતી. એના તરફ જોઇને ચંપટી સાહેબે કહ્યું:' હું પ્રયત્ન કરી જોઇશ, જો ચાર જણ માટે ડબો મળી શકે તો...'

લલિતાએ મોઢું ફેરવી કહ્યું:' 'ના ના, આપને તકલીફ લેવાની જરૂર નથી, એ જુદા ડબામાં જ બેસશે.'

આટલું કહીને તે ફરી બારી બહાર જોવા લાગી. ચંપટી સાહેબ મૌન ભાવે બેસી રહ્યા. ભુપેન વસ્ત્રપરિવર્તન કરીને આવ્યો ત્યારે તેઓ ધીર ગંભીર ભાવે બહાર નીકળી ગયા.

# ૮

**મુસાફરોથી** ખીચોખીચ ભરાઈને પુરી એકસપ્રેસ ખડગપુર સ્ટેશને ઉભી રહી કે તરત ભુપેન નીચે ઊતરી થોડે દૂરના ઈન્ટર ક્લાસ તરફ ગયો. લલિતા બારી પાસે મોઢું રાખીને દીપકના પ્રકાશમાં ઝળહળતા સ્ટેશન તરફ કૌતૂહલ ભરી નજરે જોવા લાગી. ચંપટી સાહેબ અત્યાર સુધી ઝોલાં ખાતાં હતાં, અચાનક સજાગ બનીને લલિતાની બાજુમાં સરકી આવ્યા અને આ કયું સ્ટેશન? અહીંથી કઈ તરફ કઈ ગાડી જાય છે, કલકત્તાથી આ સ્થળ કેટલું દૂર છે વગેરે ટાઈમ ટેબલમાંથી લલિતાને સમજાવવા લાગ્યા. લલિતા બહાર દૃષ્ટિ રાખીને ચંપટી સાહેબની વાતોમાં હા એ હા કરવા લાગી.

એકાએક મિલટરી પોષાકથી સજ્જ થયેલા એક અંગ્રેજે આવીને આ ડબ્બાનું બારણું પકડયું અને ચંપટી સાહેબ વિરોધ કરવા જાય એ પહેલાં જ દ્વાર ખોલી અંદર પ્રવેશ કરી સામેની જગ્યા પર બેઠક લીધી. અંગ્રેજના આગમનથી લલિતા જરા ખમચાઈ ગઈ. ચંપટી સાહેબ ઘડીભર બાઘા જેવા બનીને અંગ્રેજના કઠોર ચહેરા સામે જોઈ રહ્યા. ત્યારપછી જરા સ્વસ્થ થઈને ધીર ગંભીર સ્વરે બોલ્યા : 'આ ડબ્બામાં પ્રવેશ કરતાં પહેલાં તમારે જાણી લેવું જરૂરી હતું કે રીઝર્ડ ડબ્બામાં અન્ય કોઈને પ્રવેશ કરવાનો અધિકાર નથી હોતો.'

અંગ્રેજે ઉત્તર આપ્યો : ' ડબ્બામાં જ્યારે જગ્યા છે ત્યારે એવું જાણવાની કોઈ જરૂર નથી રહેતી.'

ચંપટી સાહેબે ઉગ્ર સ્વરે કહ્યું: ' પરંતુ સ્ટેશન માસ્તર હમણાં જ તમને આ બાબતનું ભાન કરાવશે.'

જીભ અને તાલુના સંયોગથી અવજ્ઞાભર્યો એક અસ્ફૂટ શબ્દ કરીને અંગ્રેજ બોલ્યો: ' સ્ટેશન માસ્તર તારા જેવો અર્વાચીન નથી.'

ક્રોધથી ચંપટી સાહેબનો ચહેરો લાલ થઈ ગયો; એમના મનમાં થયું, આ અસભ્ય જંગલીને ધક્કો મારીને ડબ્બા બહાર ફેંકી દઉં, પરંતુ એનો બળવાન દેહ આ ઇચ્છાને રોકી રહ્યો હતો. ચંપટી સાહેબે ગર્જના કરતાં કહ્યું: ' તું આ ડબ્બામાંથી આ પળે જ નીચે ઊતરી જા. '

આ ગર્જનાથી આગંતુક જરાયે ગભરાયો નહિ. તિરસ્કાર ભર્યું હાસ્ય વેરતાં તે બોલ્યો: ' યંગમેન, હું આશા રાખું છું કે તું નકામી બૂમો મારીને ત્હારી મુર્ખાઇનો પરિચય આ સુંદરી સામે નહિ આપે.'

કહીને અંગ્રેજે આરામથી અડ્ડો જમાવી લલિતા સામે તીવ્ર નજરે જોયું. ચંપટી સાહેબ ક્રોધથી હોઠ કરડવા લાગ્યા. મનમાં થયું, નીચે ઊતરી સ્ટેશન માસ્તર પાસે જઉં, પણ લલિતાને એકલી છોડીને જઇ શકાયું નહિ. લલિતાને સાથે લઇને પણ નીચે ઊતરી શકાય એમ નહોતું, કારણ કે ડબ્બામાં સરસામાન પડ્યો હતો. ન છૂટકે તેઓ દરવાજા પાસે ગયા અને બહાર દૃષ્ટિ કરી બૂમ મારી : ' પોલીસ ! '

અંગ્રેજ ખડખડાટ હસી પડ્યો. એના વિકટ હાસ્ય ધ્વનિથી ગભરાઇને લલિતાએ હળવો ચીત્કાર કર્યો. પરંતુ અંગ્રેજે એ તરફ ધ્યાન ન આપ્યું, તેણે ચંપટીનું બાવડું પકડી અંદર ખેંચતા કહ્યું : 'તું એક મોટો મુર્ખ છે. ચાલ, તારી જગ્યાએ ચુપ થઇને બેસી રહે.'

ક્રોધથી પાગલ સમા બની ગયેલા ચંપટી સાહેબે મૂઠી વાળીને બીજો હાથ ઊંચો કર્યો; પરંતુ અંગ્રેજના શરીર પર પડે એ પહેલાં જ એ હાથ અંગ્રેજના પંજામાં સપડાઈ ગયો. ચંપટી સાહેબે ક્રોધથી ચીત્કાર કરતાં કહ્યું: 'એક ગૃહસ્થના શરીરનો સ્પર્શ કરવો એ ભયંકર ગુનો છે, તારે સમજી લેવું ઘટે છે કે હું તારા પર ડેફેમેશન શુટ કરી શકું છું.'

અંગ્રેજે હસીને કહ્યું:' 'દુઃખનો વિષય છે કે આ કોર્ટ નથી–રેલ ગાડી છે અને આ ડબામાં એક સુંદરી સિવાય અન્ય કોઈ વિચારક પણ નથી.'

કહીને તેણે લલિતા તરફ તીવ્રકટાક્ષ કર્યો. ક્રોધથી ધ્રૂજતા ધ્રૂજતા ચંપટી સાહેબે બળપૂર્વક પોતાના હાથ ખેંચ્યા, અંગ્રેજે તરત હાથ છોડી દીધા ખરા, પણ ચંપટી સાહેબ પોતાનું બળ સંભાળી ન શકવાના કારણે એકદમ બેંચ પર પછડાયા. લલિતા અસ્ફુટ સ્વરે કંપી ઊઠી. બરાબર એ સમયે ઉતાવળથી દરવાજો ખોલીને નરેન ડબામાં દાખલ થયો. એની પાછળ ભુપેન પણ આવ્યો.

ચંપટી સાહેબ ઊભા થયા. નરેને આગંતુક અંગ્રેજ સામે વિસ્મયપૂર્ણ દૃષ્ટિ કરીને શું બન્યું છે એ માટે પૂછ્યું. ચંપટી સાહેબે બધી વાત કરી. સાંભળીને ખીજાયેલા સિંહ માફક નરેને અંગ્રેજ તરફ ફરીને વજ્ર ગંભીર સ્વરે આદેશ કર્યો : 'નીચે ઊતરી જાઓ.'

કહીને તેણે દરવાજા તરફ આંગળી ચીંધી. એ વખતે અંગ્રેજ પાઇપમાં તમાકુ ભરીને અગ્નિ ચાંપી રહ્યો હતો; તેણે એકવાર નરેનની સળગતી આંખ સામે જોયું, ત્યાર પછી બેપરવાઇથી ચુંગી પીવામાં મન પરોવ્યું. નરેને અંગ્રેજનું કાંડુ પકડી એક ઝટકો મારતાં કઠોર સ્વરે કહ્યું : 'નીચે ઊતરી જાઓ.'

અંગ્રેજ ધીરે ધીરે ઊઠીને ઊભો થયો અને નરેનના ચહેરા સામે ક્રોધભરી દૃષ્ટિ કરીને નીચે ઊતરી ગયો. ઊતરતાં ઊતરતાં બોલ્યો: 'એક અંગ્રેજનું આવી રીતે અપમાન કરવાનું પરિણામ શું આવે છે એ હમણાં જ જણાઇ જશે.'

નરેને ઉચ્ચ સ્વરે કહ્યું: 'તું અંગ્રેજ જાતિના કલંક જેવો લાગે છે.'

અંગ્રેજના ગયા પછી લલિતાને કંઈક રાહત મળી. નરેન સામે કૃતજ્ઞતાભરી દૃષ્ટિ કરીને તે બોલી: 'સારું થયું કે આપ આવી ગયા નહિ તો....'

નરેને હસીને કહ્યું: 'નહિ તો શું થાત? મીસ્ટર ચંપટી શું સહજમાં એને છોડી દેત?'

ચંપટી સાહેબે કોલર નેકટાઈ બરાબર કરતાં કરતાં કહ્યું: 'આવડું મોટું સ્ટેશન છતાં એક પણ પોલીસ દેખાતો નથી, એકાદ રેલ્વે કર્મચારી પણ દેખાતો નથી. કલકત્તા ગયા પછી રેલ્વે કર્મચારીઓની આ શિથિલતા સંબંધે ઇગ્લીશમેનમાં કંઇક લખવું પડશે.'

સહાસ્ય વદને નરેન બોલ્યો: 'એમાં રેલ્વે કર્મચારીઓનો શું દોષ મી. ચંપટી? એ લોકો કંઇ દરેક મુસાફર પાછળ પહેરો ન જ ભરી શકે. અને દરેક વખતે પારકાના બળ પર ચાલવું પણ ન પાલવે, પોતામાં પણ થોડું ઘણું સાહસ હોવું જોઇએ. માત્ર' બલંબલં દૈવબલં '—માનવા કરતા' બલંબલં બાહુબલં 'પણ માનવું જોઇએ.'

લલિતા સાડીના છોડાવતી મોઢું છૂપાવીને હાસ્ય રોકવાનો પ્રયત્ન કરવા લાગી, ચંપટી સાહેબે અણગમા ભરી દૃષ્ટિ કરી. ભુપેને આ વખતે ચંપટી સાહેબનો પક્ષ લીધો. તેણે તીરસ્કાર ભર્યા સ્વરે નરેનને કહ્યું:

'તારા જેવા જાડી બુદ્ધિના માણસો જ બાહુબળને મહાન બળ માને. કદાચ અસુર જેવા એ અંગ્રેજે તારા સામે હાથ ઉગામ્યો હોત તો વાત કેટલી વધી જાત?'

નરેને હસીને કહ્યું : 'ગમે તેટલી વધી જાત, આ પ્રહસન અધૂરું રહ્યું...એમ થયું હોત તો ડ્રામા પૂરો થાત. મને મારા સાહસ પર ને હાથ પર પૂરો વિશ્વાસ છે.'

એ સમયે પેલો અંગ્રેજ અને ટ્રેનનો ગાર્ડ આવીને થોડે દૂર ઊભા ઊભા વાતો કરવા લાગ્યા. એ લોકોની વાતો સાંભળી શકાતી નહોતી, પરંતુ વારંવાર આ ડબા તરફ એ લોકો જોતા હતા. એથી અનુમાન થઇ શકતું કે અપમાનીત થયેલો અંગ્રેજ ગાર્ડ સમક્ષ ફરિયાદ કરી રહ્યો છે. જોઇને નરેને કહ્યું : 'હજી નાલાયકનો મિજાજ ઠેકાણે આવ્યો લાગતો નથી, હું જરા નીચે જઇ આવું.' કહીને તેણે દરવાજો ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. ભુપેને રોકતાં કહ્યું : 'પણ શી જરૂર છે?'

લલિતાએ પણ વિરોધ કર્યો, એટલે નરેન નીચે ન ઊતર્યો. ઊતરવાની જરૂર પણ ન પડી. થોડી જ વારમાં અંગ્રેજ અને ગાર્ડ ચાલ્યા ગયા.

નરેને કહ્યું : 'બસ ચાલ્યા ગયા?'

ભુપેને કહ્યું : 'ગાર્ડે સમજાવ્યું લાગે છે કે રીઝર્ડ ડબામાં અન્ય કોઇથી બેસી શકાય નહિ.'

ચંપટી સાહેબ અત્યાર સુધી નીરવ બેઠા હતા. તે બોલી ઊઠ્યા : 'અરે, એ અંગ્રેજનું નામ જાણવું તો સાવ રહી ગયું.'

હસીને નરેન બોલ્યો : 'આપ કહેતા હો તો હમણા જ જાણી આવું. પણ એ બિચારાને હવે અદાલતમાં ખેંચવા કરતાં ક્ષમા

આપવી એ વધારે સારું છે. મીસ્ટર ચંપટી, ક્ષમાથી જ મોટાઇ દર્શાવી શકાય છે.'

કહીને નરેને શ્લેષ ભર્યું હાસ્ય વેર્યું, એથી ચંપટી સાહેબનો ચહેરો લાલ થઇ ગયો. તેઓ મૌનભાવે શયનની તૈયારી કરવા લાગ્યા. ગાડી ઉપડવાની પહેલી ઘંટડી વાગી. નરેન પોતાના ડબ્બામાં જવા તૈયાર થયો, પરંતુ લલિતાએ વિરોધ કરતાં કહ્યું : 'નરેનબાબુ કૃપા કરીને આપ આ ડબ્બામાં જ બેસો.'

લલિતાના ચહેરા પર ગભરાટ જોઇને નરેન હસી પડયો. ભુપેને કહ્યું : 'એ જ સારું છે નરેન, સવારે તારા ડબ્બામાં ચાલ્યો જજે.'

ન છૂટકે નરેનને રોકાવું પડયું. આ તરફ ચંપટી સાહેબ બિછાનું તૈયાર કરીને પાણીનો ગલાસ શોધી રહ્યા હતા. પરંતુ બેગમાંની દરેક વસ્તુ વેરવિખેર કરવા છતાં પણ ગલાસ ન મળ્યો. ભુપેને પણ પોતાની બેગમાં જોયું, ગ્લાસ નહોતો. લલિતાએ કહ્યું : 'કદાચ મોટી બેગમાં હશે.'

પણ મોટી બેગ તો બ્રેકવાનમાં હતી. ચંપટી સાહેબને મુંઝાયેલા જોઈને નરેન બોલ્યો : 'મારી પાસે ગલાસ છે, લાવી દઉં છું.'

તરત તે નીચે ઊતરી ગયો અને પોતાના ડબ્બા તરફ ચાલ્યો. ત્યારે બીજી ઘંટડી વાગી ગઈ હતી. એટલે નરેન જરા ઉતાવળો ચાલ્યો. પરંતુ રાત્રિનો સમય હોવાથી તે પોતાનો ડબ્બો સહજમાં ન શોધી શકયો. આમ તેમ ઘૂમીને તેણે પોતાનો ડબ્બો શોધ્યો; ઉપર ચડી બેગમાંથી ગલાસ લઇ ને બહાર આવ્યો. ડબ્બામાંથી નીચે ઊતરતાં જ ત્રીજી ઘંટડી વાગી,—ગાડીએ ચાલવાની શરુઆત કરી. નરેન એકદમ દોડયો. આ વખતે પણ ડબ્બો ઓળખતાં વિલંબ થયો. જ્યારે—ભુપેનનો ડબ્બો ઓળખાયો ત્યારે ગાડીની ગતિ તેજ

થઇ ગઇ હતી. નરેન કૂદીને ડબ્બા પર ચડવા ગયો, પણ એમ બની શક્યું નહિ, એક રેલ્વે કર્મચારીએ એને રોકયો. ભુપેને બારીમાંથી માથું બહાર કાઢી જણાવ્યું : ' કન્ટાઇ રોડ પર હું તારી રાહ જોઇશ.'

ગાડી પ્લેટફોર્મ બહાર ચાલી ગઇ. નરેન ગતિશીલ ટ્રેન તરફ સ્થિર નજરે જોતો ઊભો રહ્યો.

ગાડી કન્ટાઇ રોડ સ્ટેશને ઊભી રહી કે તરત ભુપેન હાથ બેગ લઇને નીચે ઊતરી ગયો, દરવાજો બંધ કરે એ પહેલાં લલિતા પણ નીચે ઉતરી પડી. ભુપેને બહેન સામે વિસ્મય પૂર્ણ દૃષ્ટિ કરતાં કહ્યું : ' તારે ઊતરવાની કશી જરૂર નથી લલિ.'

લલિતાએ આ વાતનો કશો ઉત્તર ન આપતાં વેઇટીંગ રૂમ તરફ પોતાની નજર દોડાવી, ગાડી ગતિમાન થઇ. ચંપટી સાહેબ બાઘા જેવા થઇને ખાલી ડબ્બામાં એકલા બેસી રહ્યા.

૯

'કેવું સુંદર, કેવું મહાન દૃશ્ય !'

સંધ્યાના સૂર્યના સોનેરી કિરણોથી સાગરપટ રંગાઇ રહ્યો હતો; ચંચલ તરંગો નાના બાળક માફક રમી રહ્યાં હતાં. ધીમું ધીમું સાગર સંગીત વાતાવરણને ડોલાવી રહ્યું હતું, કિનારા પર શ્વેત ફીણો સૂર્યના કિરણો સાથે ગેલ કરતાં હસી રહ્યાં હતાં. દૂર દૂર સાગરનું નીલજળ નીલ ગગન સાથે જાણે મળી જઇને માનવ સામે કોઇ અદ્દભુત જવનિકા પાથરી રહ્યું હતું. એ અનંત પ્રત્યે દૃષ્ટિ રાખીને, અનંત સાથે અનંતનું મહામિલન જોતાં જોતાં મુગ્ધ કંઠે લલિતા બોલી ઊઠી : 'કેવું સુંદર, કેવું મહાન દૃશ્ય !'

બાજુમાં ચંપટી સાહેબ બેઠા હતા, તેમનું ધ્યાન થોડે દૂર પોતાના સહચર સાથે હાસ્ય કલ્લોલ કરતી એક અંગ્રેજ રમણી પ્રત્યે સ્થિર થયું હતું. અંગ્રેજ રમણીના વિલાસ–ચંચળ અંગમરોડ તરફ તીરછી નજરે જોઇને ચંપટી સાહેબના મનમાં થયું, વિલાયતમાં આવી સ્ત્રીઓ પરિચારિકા તરીકે મળવા છતાં, આ દેશમાં આ રમણી સાથે સહજ ભાવે વાતો કરવાનો જાણે અધિકાર જ રહ્યો નથી. આ વિચાર આવતાં જ ચંપટી સાહેબની બુદ્ધિ આ દેશમાં અંગ્રેજો શા માટે અસમદર્શી રહે છે એનો નિર્ણય કરવામાં ગૂંચવાઇ ગઇ. જે જાતિનું હૃદય આ સાગર કરતાં પણ ઉદાર છે, આ આકાશ

કરતાં પણ ઉન્નત અને મહાન છે, તે જાતિના હૃદયમાં આટલી સંકી-ર્ણતા શા માટે આવી હશે? શું આ ભારતીય માટીનો ગુણ હશે? અથવા આ મહાન જાતિ આદર્શના શિખર પરથી ગબડી રહી હશે? ચંપટી સાહેબ આ પ્રશ્નોથી વ્યથા અનુભવવા લાગ્યા. આ પ્રશ્નોની સાથે જ ટ્રેઇનનો શરમજનક બનાવ આંખ સામે જાગૃત થયો. આથી ચંપટી સાહેબના હૃદયમાં રહેલી અંગ્રેજ જાતિ પરની શ્રદ્ધા વિલચિત થઈ કે કેમ એ જાણી શકાય એમ નહોતું.

બરાબર આ સમયે લલિતાના કથનથી જાણે ચમકીને ચંપટી સાહેબે એના તરફ જોયું અને ગંભીર ભાવે માથું હલાવી કહ્યું: 'હા, આ દૃશ્ય ખરાબ તો નથી જ. પણ આ સાગર ન કહેવાય, માત્ર ખાડી કહેવાય. ઇન્ડિયન ઓસનના દૃશ્ય આગળ આ દૃશ્ય સાવ ઝાંખું લાગે. જો કોઈ દિવસે તમે વિલાયત જશો તો...'

લલિતાએ કહ્યું: 'એવી આશા છે જ નહિ. પણ આ દૃશ્ય જોઈને તમારા મનમાં શું થાય છે, કહો જોઉં મીસ્ટર ચંપટી.'

ચહેરા પર પ્રફુલ્લભાવ લાવીને ગંભીર સ્વરે ચંપટી સાહેબ બોલ્યા: 'મને તો એમજ થાય છે કે હંમેશ આવા મનોહર દૃશ્ય સામે બેસીને જીવનની આકાંક્ષાઓ સાર્થક કરી લઉં.'

મૃદુ હાસ્ય સહિત લલિતા બોલી. 'પરંતુ મારા મનમાં એમ નથી થતું, મને તો એવું થાય છે, આ વિરાટ અને વિશાળ દૃશ્યના જે સ્રષ્ટા છે, તે કેટલા અધિક સુંદર હશે!'

ચંપટી સાહેબના બંને ગાલ દબાયેલા હાસ્યથી ભરાઇ ગયા. તેણે પૂછ્યું: 'એ વળી કોણ?'

'વિશ્વના મહાન સર્જક ઈશ્વર.'

ચંપટી સાહેબે ઉચ્ચ હાસ્ય સહિત પાઠશાળાના વિદ્યાર્થી માફક સૂર કાઢીને કહ્યું : 'ઇશ્વર દરેક જીવના પોષક અને રક્ષક છે. આપણે જે કરીએ છીએ તે તેઓ જોઇ શકે છે, આપણે જે બોલીએ છીએ તે...'

લલિતાએ લાલ ચહેરે પ્રશ્ન કર્યો : 'ત્યારે શું ઇશ્વર સિવાય અન્ય કોઇ સૃષ્ટિ કર્તા છે ?'

ચંપટી સાહેબે ગંભીર સ્વરે કહ્યું ' છે, એનું નામ નેચર–સ્વભાવ. સ્વભાવ એ જ સૃષ્ટિનું મૂળ છે. એ વાત મોટા મોટા વૈજ્ઞાનિકોએ સિદ્ધ કરી છે; ઇશ્વર નામની કોઇ વસ્તુનું પ્રમાણ તેઓ મેળવી શકયા નથી.'

લલિતા જરા ક્રોધભર્યા ભાવે બોલી : 'એ લોકોએ પ્રમાણ નથી મેળવ્યું એથી ઇશ્વર નથી, એમ કહેવું ભૂલ ભર્યું છે. અને વિજ્ઞાનની દરેક થીયરી હંમેશ માટે સમાન નથી હોતી.'

ચંપટી સાહેબે કહ્યું : "બેચાર નાની થીયરીઓ કદાચ પરિવર્તન પામી હોય, પણ મુખ્ય થીયરી તો એવી ને એવી જ રહી છે. દાખલા તરીકે મધ્યાકર્ષણ."

લલિતા ઘડીભર નીરવ રહીને બોલી : ' આપ શું વિજ્ઞાનનો દરેક મત ભૂલ વગરનો માનો છો ? '

' જરૂર ! કારણ, આજકાલ વિજ્ઞાનના બળ ઉપર જ જગત ચાલે છે.'

જરા મૌન રહી લલિતાએ હળવા ક્રોધ સાથે પ્રશ્ન કર્યો :—' તો પછી આપ ઇશ્વરને માનતા નથી ! '

ચંપટી સાહેબે તરત ઉત્તર આપ્યો : ' જરા પણ નહિ ! '

'શા માટે નથી માનતા ?'

'જે વસ્તુ જ નથી, એને માનવાનું કોઇ પ્રયોજન મ.
નથી લાગતું.'

'નથી, એવું આપે કેવી રીતે જાણ્યું ?'

'કારણ, ઈશ્વર છે, એવું કોઇ પ્રમાણ મળી શક્યું નથી.'

'આ જગત શું એનું પ્રમાણ નથી ? ઈશ્વર ન હોય તે આવડું મોટું વિશ્વ આવ્યું ક્યાંથી ? કોણે આને બનાવ્યું ?'

'નેચર...સ્વભાવ.'

'હું કહું છું ઇશ્વર.'

'હાથ પગ વગરના, નામહીન, રૂપહીન, ક્રિયાશૂન્ય ઇશ્વર દ્વારા જગતનું સર્જન થયું છે, એ વાત બુદ્ધિશાળી માણસો સામે ઉપહાસ સિવાય અન્ય કશું નથી.'

'ઇશ્વરને હાથપગ નથી, નામ નથી, રૂપ નથી, એવું કોણે કહ્યું ?'

'મોટા મોટા ઋષિ મુનિઓ કહી ગયા છે. વેદ, પુરાણ, દર્શન સહુ એમજ કહે છે; હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી બધા કહે છે– ઇશ્વર નિરાકાર.'

'પણ હું કહું છું ઈશ્વર સાકાર છે.'

ચંપટી સાહેબે વિસ્મયથી ફાટી આંખે લલિતા સામે જોયું. લલિતા સ્થિર સાગર પ્રત્યે દૃષ્ટિ રાખીને ગંભીર સ્વરે બોલી: 'મારા મનમા થાય છે, આ જગત એજ એનું રૂપ છે, જગતની નાની મોટી વસ્તુ દ્વારા જ એના રૂપનો પરિચય

મેળવી શકાય છે. ફુલોના હાસ્યમાં એનું હાસ્ય ખીલી ઉઠે છે, સાગરના ગંભીર નાદમાં એના ગંભીર કંઠનો ધ્વનિ સંભળાય છે, વાયુથી એના સ્પર્શનો અનુભવ થાય છે. આ જુઓ મિસ્ટર ચંપટી, આ સાવ નાનું પતંગિયું છે, પણ એમાં કેવી ભવ્ય કલા છે, કેવી રંગબેરંગી ગુંથણી છે, આ બધું એના જ હાથનું કાર્ય છે. આ બધા અવનવા રંગો કોણે દોર્યા છે ! નેચર ? કદી નહિ. હું વિશ્વાસપૂર્વક કહી શકું છું મિસ્ટર ચંપટી, આ કાર્ય ઇશ્વરના હાથનું જ છે— ઇશ્વર છે.'

વિશ્વાસના સ્થિર પ્રકાશથી લલિતાનું વદન ઉજ્વળ બની ગયું; ચંપટી સાહેબની મુગ્ધ દૃષ્ટિ સંકોચ સહિત નીચી નમી પડી. લલિતાએ ઘડીભર નીરવ રહીને ધીર ગંભીર સ્વરે કહ્યું : ' મારો અનુરોધ છે મીસ્ટર ચંપટી, આપ વિશ્વાસ કરો, ઇશ્વર છે.'

સાગરના ધીર ગંભીર સંગીત સામે લલિતાનો અનુરોધ ચંપટી સાહેબના કાન પર આદેશ માફક અથડાયો. તેઓ નીરવ ભાવે સમુદ્રના વિશાળ હૃદય સામે જોઇ રહ્યા.

થોડી વાર પછી નરેન સાથે ભુપેન આવ્યો એટલે બધા ઘર તરફ વિદાય થયા. જતાં જતાં ભુપેને કહ્યું:' આજ ચા પાન પછી ગંજીપાની રમત એવી જમાવવી છે કે રાતના દસ વાગ્યા સુધી એનો અંત જ ન આવે, '

ચંપટી સાહેબે આનંદ પૂર્વક ભુપેનના ઠરાવને સમર્થન આપ્યું લલિતાની પણ આ માટે અસમ્મતિ નહોતી. પણ નરેન બોલ્યો:' મને એક કલાક માટે છૂટો કરવો પડશે. '

ભુપેને કહ્યું: 'કેમ ?'

'આજ મારે જગન્નાથજીના દર્શન કરવા જવું છે.'

આ સાંભળીને લલિતા હળવા હાસ્યસહ બોલી: 'આજ અચાનક પુણ્યસંચય કરવાનું મન કેમ થયું ?'

નરેને હસીને કહ્યું: 'હાથ પાસે આવેલા પુણ્યને જતું કરવાની મુર્ખાઈ કોણ કરે ?'

ભુપેને કહ્યું : 'પણ એ પુણ્ય આજ ને આજ લઈ લેવું જોઈએ એવું તો કોઈ કારણ નથી ને ?'

નરેને કહ્યું : 'શુભસ્ય શીઘ્રંની કહેવત તો યાદ છે ને ?'

લલિતાએ ભુપેન સામે જોઈને કહ્યું: 'નરેન બાબુની આ શુભ ઇચ્છામાં વિરોધ કરવાની જરૂર નથી ભાઈ, પુણ્યસંચયના કાર્યમાં વિરોધ કરવાથી પાપ લાગે.'

ચંપટી સાહેબે ગંભીર ભાવે કહ્યું : 'પણ એકાદ આઇડલ (મૂર્તિ) જોવાથી પુણ્ય થાય છે, એવા વિશ્વાસની હું પ્રસંશા કરી શકતો નથી.'

નરેને જરા રોષથી કહ્યું: 'આપના વિશ્વાસથી મારું કશું બગડવાનું નથી મીસ્ટર ચંપટી, આ બાબતમાં મારો પોતાનો વિશ્વાસ પુરતો છે.'

ચંપટી સાહેબ નિરુત્તર રહ્યા, પણ એના ચહેરા પરનો ભાવ જોતાં સમજાતું કે તે કંઇક ચીડાયા છે. લલિતાએ આ જોઇને ચંપટી સાહેબનો પક્ષ લેતાં કહ્યું : 'પરંતુ મને તો લાગે છે કે આપનો વિશ્વાસ આથી ઉલટો છે નરેન બાબુ, જગન્નાથના દર્શનથી પુણ્ય મળે, અને એ પુણ્યરૂપી ટિકીટ સ્વર્ગ નામના સ્થાનમાં પ્રવેશ કરી શકાય, એવો વિશ્વાસ આપનામાં નથી.'

નરેને હસીને કહ્યું 'એટલો વિશ્વાસ ન હોવા છતાં પણ પ્રાણુની મમતા

છોડીને હજારો ગાઉથી લોકો દર્શન માટે દોડયા આવે છે, સ્વર્ગ ખાતર નહિ પણ કૌતુહલ ખાતર દર્શન કરવા જવું જોઇએ એમ હું માનું છું.'

આ ઉત્તરથી લલિતા મૌન રહી.

મકાન પર પહોંચ્યા પછી ચાપાન કરીને નરેન જ્યારે બહાર જવાની તૈયાર કરવા લાગ્યો, ત્યારે લલિતાએ આવીને પુછ્યું : 'હું આવું તો કોઈ જાતનો દોષ નહિ ગણાય ને નરેન બાબુ?'

નરેને વિસ્મય ભરી નજરે લલિતા સામે જોઇને ભુપેન સામે જોયું. ભુપેને પણ વિસ્મય પૂર્વક કહ્યું :—'શું તારે દર્શન કરવા જવું છે લલિ?'

'હા, જો કોઇ પ્રકારનો દોષ ન હોય તો.'

'હં, શું તને જરા પણ દોષ નથી દેખાતો?'

લલિતાએ મોટાભાઇનો મનોભાવ સમજીને કહ્યું : 'હું જગન્નાથ-જીની પૂજા કરવા નથી જતી. માત્ર જોવા...'

ચંપટી સાહેબે વિરક્તિસહ કહ્યું : 'હિન્દુ દેવતાના દર્શન કરવા જવાનો પણ બ્રાહ્મધર્મમાં નિષેધ છે.'

લલિતાએ ચંપટી પ્રત્યે તીવ્ર કટાક્ષ કરી મોટાભાઇ સામે જોયું. ભુપેને કહ્યું : 'બ્રાહ્મધર્મના કોઇપણ વિધાનમાં આવો નિયમ છે કે નહિ, એ હું નથી જાણતો. પરંતુ હિન્દુઓના મંદિરમાં તું પ્રવેશ કરી શકે કે નહિ એ જાણવું જરૂરી છે.'

નરેને કહ્યું : 'દેવ-દર્શનમાં કોઇ પ્રકારનો વિરોધ હોય એવું હું નથી જાણતો.'

ચંપટી સાહેબે કહ્યું : 'પણ હું જાણું છું. હિન્દુ

સિવાય અન્ય કોઇને મંદિરમાં દાખલ થવાનો અધિકાર નથી. હિન્દુ ધર્મના દેવતાઓ પણ એટલા સંકીર્ણ બની ગયા છે કે અન્ય કોઇ જાતિ એના દર્શન કરવા જાય તો તે અપવિત્ર થઇ જાય.'

કહીને ચંપટી સાહેબે શ્લેષ ભર્યું હાસ્ય વેર્યું. નરેને જરા તીવ્ર સ્વરે કહ્યુ: 'આપ ખોટું સમજ્યા છો મી. ચંપટી. અહિન્દુના દર્શનથી દેવતા અપવિત્ર થતા નથી, દેવમંદિર જ અહિન્દુના સ્પર્શથી અપવિત્ર થાય છે. ખરી વાત એ છે કે જે ભક્ત છે, ધર્મમાં જેની શ્રદ્ધા છે, તેના સિવાય અન્ય કોઇને દેવમંદિરમાં દાખલ થવાનો અધિકાર નથી. અને અવિશ્વાસ કે અશ્રદ્ધા સાથે જવું પણ નિરર્થક છે. હિન્દુના દેવતા હિન્દુના પ્રાણની વસ્તુ છે; એ વસ્તુને હિન્દુઓ ગર્વ સામે કે અશ્રદ્ધા સામે ખડી કરી શકતા નથી. આટલા જ માટે કેવળ અહિન્દુ નહિ, હિન્દુઓ પણ બુટ મોજાં વગેરે ગર્વના ચિહ્ન રાખીને દેવમંદિરમાં જવાનો અધિકાર નથી મેળવી શકતા.'

જરા હસીને લલિતા બોલી : 'આપ ભય ન રાખશો નરેન બાબુ, હું બુટ મોજા પહેરીને નહિ આવું.'

ચંપટી સાહેબના નયનો વક્ર બન્યાં, લલિતા એ તરફ ન જોતાં ઉતાવળે પગલે ત્યાંથી ચાલી ગઇ અને થોડી જ વારમાં બુટ મોજાં ગાઢી લાલ સાડી પહેરીને હાજર થઇ. ભુપેને મૃદુહાસ્ય સહ કહ્યું : 'વાહરે! લલિ તું તો સાવ હિન્દુ કન્યા બની ગઇ લાગે છે.'

લલિતાએ સલજ્જ ભાવે નરેનને સંબોધન કરીને કહ્યું : 'ચાલો નરેન બાબુ, સાત વાગ્યા છે.'

નરેન ઉભો થયો અને ચંપટી તરફ એક હળવો કટાક્ષ કરી લલિતાને લઇને વિદાય થયો. ચંપટી સાહેબ અષાઢના વાદળા જેવું ગંભીર મોઢું કરીને બેસી રહ્યા.

ભુપેને એમની આ ગંભીરતા જોઇને ધીર શાંત સ્વરે કહ્યું : 'લલિતા હજી પણ બાળક જેવી છે, એની દરેક ત્રુટીઓ મારી સામે ક્ષમા પાત્ર છે મી. ચંપટી.'

રોષ ગંભીર સ્વરે ચંપટીએ કહ્યું: 'બાળકની ત્રુટીઓ ક્ષમાપાત્ર હોવા છતાં તારી આ બેકાળજી જરાપણ ક્ષમ્ય ન ગણી શકાય.'

ભુપેને હસીને કહ્યું. 'એ માટે મને જરાયે ચિંતા નથી મી. ચંપટી, માબાપ વગરની બહેન ખાતર હું દરેક સજા સહવા તૈયાર છું.'

ડહાપણ ભર્યા ગાંભીર્ય સહિત ચંપટી સાહેબે કહ્યું: 'પરંતુ તારો આ આંધળો સ્નેહ લલિતાને અવળે માર્ગે દોરી રહ્યો છે. એના પરિણામની કલ્પના કરવી શું તારા માટે ઉચિત નથી?'

મ્લાન વદને ભુપેને કહ્યું: 'એ કલ્પના મેં કરી છે મી. ચંપટી, પરંતુ હું નિરૂપાય છું.'

ચંપટી સાહેબના અધર પર મૃદુ હાસ્ય રેખા ઝબકી ઊઠી. તેમણે હસીને તિરસ્કાર ભર્યા સ્વરે કહ્યું:–'તું વાસ્તવિક નિરુપાય ન હોવા છતાં હૃદયની દુર્બળતાએ તને નિરુપાય કરી મુકયો છે.'

ભુપેન હસી પડયો; હસતા હસતા બોલ્યો : 'સ્નેહનું નામ જો દુર્બળતા કહેવાય, તો એ અપવાદનો હું આનંદપુર્વક સ્વીકાર કરું છું.'

ચંપટી સાહેબે મોઢું વિકૃત કરી ફેરવી લીધું.

## ૧૦

'શું આ આપના જગન્નાથ, નરેનબાબુ ?'

નરેને કહ્યું : 'જગન્નાથ કેવળ મારા નથી, જગતના છે.'

હસીને લલિતા બોલી : 'પણ જગતના ધણી હોવા છતાં એના હાથપગ ક્યાં ગયા છે ?'

નરેને કહ્યું : 'તેઓ હાથપગ વગરના હોવા છતાં પણ ગતિશીલ અને ગ્રહણ સમર્થ છે.'

'એ દ્રષ્ટિએ વિચારીએ તો એમનું નામ નથી, રૂપ નથી, મૂર્તિ નથી. છતાં એમની આવી અદ્‌ભૂત મૂર્તિની કલ્પના શા માટે કરી હશે ?'

'એ તો કેવળ ભક્તની ભક્તિવૃત્તિની પરિતૃપ્તિ ખાતર કરાયેલી નામરૂપ બ્રહ્મની રૂપકલ્પના છે.'

'તો તો પછી આપ પણ નિરાકારના જ ઉપાસક થયા.'

'નિરાકારવાદની ઉપર જ હિન્દુનો સાકારવાદ ખડો છે.'

'તો પછી બ્રાહ્મધર્મ સાથે હિન્દુધર્મનો ભેદ શું ?'

'ભેદ એટલો જ કે હિન્દુઓ સાકાર દ્વારા નિરાકારને મેળવવા ઇચ્છે છે, બ્રાહ્મ લોકો સાકારનો તદ્દન અસ્વીકાર કરે છે.'

'જે કલ્પિત અને આવાસ્તવિક છે એનો ત્યાગ કરીને બ્રાહ્મ લોકો મૂળ લક્ષ્યનું જ અનુસરણ કરે છે. પરંતુ હિન્દુ લોકો મૂળ વસ્તુને છોડીને કલ્પિત વસ્તુને જ વળગી રહે છે.'

'આ મંદિરના શીખર પર જવાનું મૂળ લક્ષ્ય હોય પણ ત્યાં જવા માટે સીડી છે. એ સીડીનો ત્યાગ કર્યો ન ચાલે, બલ્કે એથી તો લક્ષ્ય પણ દૂર દૂર જ રહે.'

'પરંતુ હિન્દુ લોકો ઘણી જગ્યાએ મૂળ લક્ષ્યને છોડીને સીડીને જ વળગી રહેલા હોય છે.'

'એ સાચું—જે લોકો હળવા સાધક છે, તે જ એ પ્રમાણે વળગી રહે છે. પરંતુ જે લોકો સાધના દ્વારા શિખર પર જવા ઇચ્છે છે, તે લોકો સીડીનો ઉપયોગ કરીને ત્યાગ કરી શકે છે.'

લલિતા હસી પડી. બોલી : 'આપ ગમે તેટલો તર્ક કરો નરેન-બાબુ, આપનો વર્તમાન હિન્દુ સમાજ તેત્રીસ કરોડ દેવતાને પકડીને એવો બેઠો છે કે, એ સિવાય અન્ય કોઈ દેવતા છે કે નહિ, એ વિચારવા પણ તૈયાર નથી.'

નરેને કહ્યું : 'એ વાતનો હું અસ્વીકાર નથી કરતો, પણ એથી વિચાર કરવાવાળા માણસો છે જ નહિ એમ હું નથી કહી શકતો.'

'પરંતુ એવા માણસો ઘણા ઓછા હશે.'

'એ તો દરેક સમાજમાં હોય છે. તમારા સમાજમાંથી કેટલા માણસોએ પરબ્રહ્મનું પ્રકૃતતત્વ પીછાણ્યું છે?

લલિતાએ હસીને કહ્યું : 'હવે આપ કંઇક ચીડાયા લાગો છો, નરેનબાબુ.'

નરેને મૃદુ હાસ્ય સહિત કહ્યું : ‘ચીડાવાનું કોઇ લક્ષણ મેં બતાવ્યું નથી.’

‘ચીડાયા વગર કોઇ માણસ અન્યની ત્રુટી બતાવીને પોતાની ત્રુટી ઢાંકે નહિ.’

મંદિરના દ્વાર સામેના વિશાળ ચોકમાં બંને બેઠાં હતાં. ચાંદની વરસી રહી હતી, ભક્તજનોના જય ધ્વનિથી મંદિરનું વાતાવરણ હલકી રહ્યું હતું. ચારે તરફ યાત્રાળુઓ અપુર્વ ભાવ સાથે ઘૂમી રહ્યા હતા.

લલિતાએ કહ્યુ:’ નરેનબાબુ, જગન્નાથજીના દર્શન કરીને શું આપનામાં ભક્તિ પ્રગટે છે?’

ગંભીર ભાવે નરેન બોલ્યોઃ ’ ભક્તિ જ્ઞાનનું પ્રવેશદ્વાર છે. એટલે દૂર સુધી પહોંચવાનું સામર્થ્ય મારા જેવા માણસમાં નથી.’

મંદિરના શિખરપરનો સુવર્ણકળશ ચાંદનીના પ્રકાશમાં ઝળકી રહ્યો હતો નરેન મુગ્ધ નયને એ તરફ જોતો હતો. બાજુમાંથી યાત્રાળુઓનું એક ટોળું જઇ રહ્યું હતું. એકાએક એ ટોળામાંથી એક જણ બોલી ઊઠયું: ‘અરે મોટાંબા, નાનાભાઇ?’

ચમકીને નરેને ટોળા સામે જોયું તો ભાભી! તે જોઇને ધ્રૂજી ઉઠયો. મહામાયાએ ઘુમટો અળગો કરીને વિસ્મયપુર્ણ સ્વરે કહ્યુઃ ‘નરેનભાઇ અહિં!’

નરેન કશું બોલી શકયો નહિ. મહામાયાએ પ્રશ્ન કર્યો : ‘તમે અહિં કયારે આવ્યા છો નરેનભાઇ?’

નરેને નીચી નજરે ઉત્તર આપ્યો : ‘ત્રણ દિવસથી આવ્યો છું.’

મહામાયાએ કહ્યું : ' અમે આજ સવારે આવ્યાં છીએ. '

લલિતા અત્યાર સુધી મહામાયા સામે જોઈ રહી હતી; તે એકદમ ઉભી થઇ અને મહામાયાના બંને હાથ પકડીને બોલી : ' મને ઓળખો છો ભાભી ? '

' તું...તમે પણ આવ્યાં છો ? '

' અમે આવ્યા છીએ એથી નરેનબાબુ પણ આવ્યા છે. એ તો આવતા જ નહોતા, હું પરાણે ખેંચી લાવી છું. '

કહીને લલિતા હળવું હસી મહામાયાએ નરેન સામે જોઇને કહ્યું : ' ત્યારે તો તમે આ લોકની સાથે જ રહેતા હશો ? '

નરેને મોઢું ઉંચું કરી જરા તીવ્ર સ્વરે કહ્યું : ' હા. '

ઘડીભર નીરવ રહીને મહામાયાએ કહ્યું : ' તમારા ભાઇ પણ આવ્યા છે, બની શકે તો કાલે મળવા આવજો.'

કહીને મહામાયાએ પોતાના રહેઠાણનું ઠેકાણું આપ્યું. લલિતા બોલી : ' મને આવવાનું ન કહ્યું, ભાભી ?'

ઉદાસ સ્વરે ' જરૂર આવજો ' કહીને મહામાયા—વિદાય થઈ.

એ લોકો ના ગયા પછી નરેને ઉભા થઇ ગંભીર સ્વરે કહ્યું : ' ચાલો '

મૌન ભાવે બંને મંદિર બહાર નીકળી ગયાં.

૧૧

કલકત્તા આવ્યા પછી નરેન ભારે મુશ્કેલીમાં મુકાઇ ગયો. અનુકુલના પ્રયત્નથી છાત્રાલયમાં નરેન માટે ભારે ધમાલ મચી. નરેન બ્રાહ્મ લોકોને ત્યાં ભોજન કરે છે એટલે એને પંગત બહાર રાખવો જોઇએ અને હિન્દુધર્મનું રક્ષણ કરવું જોઈએ. આવી જેહાદ અનુકુલે ઉભી કરી. આ માટેની ચર્ચાઓમાં પરેશાન થઇને નરેન ભુપેનના ઘેર ગયો. ભુપેને નરેનને જોતાં જ કહ્યું : 'ઓહો આજ ત્રણ દિવસથી કયાં હતો ?'

બાજુની ખુરસી પર બેસતાં નરેન બોલ્યો 'આ શહેરમાં જ હતો.'

'મેં ધાર્યું હતું કે જનની જન્મભૂમિ કદાચ હૈયે ચડી હશે.'

નરેને હસીને કહ્યું: 'જનની જન્મભૂમિ મારા મસ્તક પર રહે, એના ખોળામાં બેસવાની મને જરાયે હોંસ નથી.'

કૃત્રિમ રોષ સહિત ભુપેને કહ્યું : 'હતભાગ્ય, જન્મભુમિ પ્રત્યે આવી અવજ્ઞા !'

ગંભીર ભાવે નરેને કહ્યું : 'અવજ્ઞા જરાયે નથી ભૂપેન, જન્મ-ભૂમિ પ્રત્યે મારો પુરો પ્યાર છે, પરંતુ એ આ શહેરમાં બેસીને. કારણ કે દૂરથી દરેક વસ્તુ સુંદર લાગે છે, એમાં જન્મભૂમિ પણ એક વસ્તુ છે. અહિં આરામથી બેઠાં બેઠાં જન્મભૂમિને સુજલા,

સુફલા વગેરે વિશેષણોથી નવાજી શકાય, પણ ત્યાં મલેરીયા અને સંકુચિત મનના માણસો વચ્ચે જનનીના ખોળામાં ન ખેલી શકાય.'

ભુપેને હસીને કહ્યું : 'તું પણ સાચો સ્વદેશ પ્રેમી છે નરેન.'

'સ્વદેશ પ્રેમીની વ્યાખ્યા ઘણી લાંબી છે.' કહીને નરેને ભુપેનના ખોળામાં પડેલું છાપું લઇ લીધું. પાનું ઉઘાડતાં જ એક હકિકત પર એનું ધ્યાન જતાં તે બોલી ઊઠયોઃ 'વાહ ! સભ્ય સમાજની સભ્યતાનું એક ચિત્ર સાંભળ ભુપેન, મિસિસ ફ્રાન્સીસ...'

વચ્ચે જ ભુપેન બોલ્યો : 'છૂટાછેડાનો મુકદ્દમો ને ? હું વાંચી ગયો છું.'

નરેને કહ્યું : 'ઉન્નત સમાજની ભવ્ય ઉન્નતિનો આ કેવો આદર્શ ! અને આપણે આવા આદર્શનું અનુકરણ કરવા માગીએ છીએ.'

ભુપેને ગંભીર ભાવે કહ્યું : 'દોષગુણ તો દરેક સમાજમાં હોય છે નરેન. માત્ર એક જ દિશા જોઇને કોઇ પણ સમાજનો વિચાર કરી શકાય નહિ. તું શું એમ કહેવા માગે છે કે, આપણા દેશમાં આવા બનાવો નથી બનતા ? આપણા દેશની સ્ત્રીઓમાં સહિષ્ણુતા વધારે છે એટલે આવા બનાવો અદાલત સુધી પહોંચતા નથી. નહિ તો, આપણા દેશના ઘણા પુરુષો પોતાની સ્ત્રીઓને સામાન્ય કારણે છોડી મૂકે છે.'

'પરંતુ આપણા દેશની કોઇપણ સ્ત્રી છૂટાછેડાનો મુકદ્દમો કરવા અદાલત સુધી નથી જતી.'

'એ તો હું કહું છું, આપણી સ્ત્રીઓમાં સહિષ્ણુતા વધારે છે. ખાસ કરીને આપણા દેશની સ્ત્રીઓને એવું શિક્ષણ આપવામાં આવે છે કે તે પુરુષો સામે સમાન અધિકારની કલ્પના પણ કરી શકતી

નથી. તેથી જ બહુ બહુ તો ત્યક્તા સ્ત્રી પોતાના સ્વામી ઉપર ભરણ-પોષણનો દાવો માંડી શકે છે. એ સિવાય આ દેશના શબ્દકોષમાં પુરુષોના વ્યભિચાર માટેનો કોઇ શબ્દ નથી. વ્યભિચારિણી શબ્દનો જેટલો પ્રચાર છે, તેટલો વ્યભિચારી શબ્દનો પ્રચાર નથી. એથી જ આ દેશના પુરુષો સામાન્ય કારણે પણ સ્ત્રીનો ત્યાગ કરી શકે છે, સ્ત્રી સમક્ષ ગમે તેવા મોટા કારણો હોય, પણ તે સ્વામીનો ત્યાગ કરી શકતી નથી.'

વર્તમાનપત્ર પર નજર રાખીને નરેન બોલ્યો : 'અને એવું કરે તો તું એને યોગ્ય માને છે?'

'હું એને યોગ્ય તો નથી માનતો પણ એવું બને તો એક મોટો ઉપકાર જરૂર થાય, આ દેશના સ્વેચ્છાચારી પુરુષોની સાન ઠેકાણે આવે. એ લોકો વાત વાતમાં સ્ત્રીનો ત્યાગ ન કરી શકે.'

કહીને તેણે નરેન તરફ તીવ્ર દૃષ્ટિ કરી. નરેનનું ધ્યાન વર્તમાન-પત્રમાં હતું. થોડીવાર પછી ભુપેને કહ્યું:' તેં એ વાત નહિ સાંભળી હોય, મીસ્ટર ચંપટીએ લલિતાની માગણી કરી છે,'

નરેને છાપામાંથી દૃષ્ટિ ફેરવીને જરા તીવ્ર સ્વરે કહ્યુ: 'આવું બનશે એમ હું ઘણા સમયથી ધારતો હતો.'

'ચંપટી સાહેબની આ માગણી હું અસંગત નથી માનતો. કારણ કે રૂપ, ગુણ અને સ્થિતિમાં ચંપટી સાહેબ લલિતા માટે યોગ્ય પાત્ર છે.'

'પરંતુ લલિતા પોતે આ માણસ કબુલ કરશે. એવું મને નથી લાગતું.'

હસીને ભુપેને કહ્યું:' આવા અનુમાનનું કોઇ કારણ નથી. લલિ-તાએ પ્રસન્ન ભાવે સંમતિ આપી છે.'

નરેને વિસ્મયભરી નજરે ભુપેન સામે જોઈ, દૃષ્ટિ ફેરવી લીધી. ભુપેને મૃદુ હાસ્યસહ કહ્યું : 'આજ લલિતા આગ્રહ પૂર્વક ચંપટી સાહેબ સાથે ફરવા ગઈ છે.'

નરેન વર્તમાનપત્રમાં જાહેર ખબરો તરફ જોઈ રહ્યો હતો. સંધ્યાનો હળવો થતો પ્રકાશ એના દૃષ્ટિ માર્ગનો અવરોધ કરવા લાગ્યો, છતાં પણ તેણે વર્તમાનપત્રમાંથી દૃષ્ટિ ન ફેરવી. ભુપેને કહ્યું : 'અંદર આવને બત્તી કરું.'

વિરક્ત ભાવે 'ના રહેવા દે.' કહી ભૂપેનના ખોળામાં છાપું મૂકી નરેન ઉભો થયો. ભૂપેને કહ્યું : 'કેમ ઊઠયો! લલિને મળવું નથી? તેણે આજ સવારે જ તારા છાત્રાલયમાં તપાસ કરવાનું કહ્યું હતું.'

'કાલ સવારે આવીશ.' કહીને નરેન જવા તૈયાર થયો, ભુપેન એને કંઇક કહેવા જતો હતો, એ સમયે નીચે દરવાજા પાસે મોટરનો શબ્દ થયો, અને નરેન અગ્રસર થાય એ પહેલાં જ લલિતા એની સામે આવીને ઉભી રહી. લલિતાએ હાસ્ય પ્રફુલ્લ સ્વરે કહ્યું : 'આ રહ્યા નરેનબાબુ, આપ પણ અજબ છો, આજ ત્રણ દિવસથી ક્યાં છૂપાઈ ગયા હતા?'

પાછળથી ચંપટી સાહેબ બોલી ઊઠયા : 'આ માટે હું નરેન-બાબુને દોષિત નથી ગણતો, આપણે પણ ક્યાં એમની તપાસ કરી હતી? શું કહો છો નરેનબાબુ?'

કહીને તેણે હસતા વદને નરેનનો હાથ પકડી લીધો. ચંપટી સાહેબનો આવો પ્રસન્ન ભાવ જોઇને નરેન જરા પણ વિસ્મિત કે પ્રીત ન થયો; તે ઉપેક્ષા સૂચક એક નમસ્કાર કરીને બહાર ચાલ્યો ગયો.

# ૧૨

'તેં—તમે શું ચંપટી સાહેબની માગણીને સંમતિ આપી છે?'

જરા હસીને લલિતાએ જવાબ આપ્યો : 'ચંપટી સાહેબ મને મેળવવા ચાહે છે.'

'આપને મેળવવાની આકાંક્ષા તો ઘણા રાખે છે.'

'ચંપટી સાહેબ મારા પર પ્રેમ રાખે છે.'

'એ વાતનો હું અસ્વીકાર નથી કરતો.'

'તો પછી એમની માગણીને સંમતિ આપવામાં મારો કોઇ દોષ નથી થયો.'

'દોષ ન થાત, જો આપ પણ એમના પ્રત્યે પ્રેમ રાખતા હોત તો.'

લલિતાનું હાસ્ય પ્રફુલ્લ વદન ગંભીર બની ગયું. નરેને એ ગંભીર વદન પર દ્રષ્ટિ રાખીને કહ્યું : 'એથી જ હું કહું છું, આ કાર્યમાં સંમતિ આપીને તમે સારું નથી કર્યું.'

લલિતા ગંભીર સ્વરે બોલી:' નરેનબાબુ?'

નરેને માથું હલાવી સ્થિર સ્વરે કહ્યુ:' આપ મારા અનુમાન વિરુદ્ધ ગમે તેટલું કહો, પરંતુ મારો અચળ વિશ્વાસ...'

વ્યગ્રભાવે લલિતા બોલી ઊઠી: ' આપના વિશ્વાસ અવિશ્વાસ ઉપર મને કશો લાભ નથી, આ આપે જાણી લેવું જોઇએ. '

આ તીવ્ર પ્રતિવાદથી જરા પણ ન ડગતાં નરેને હસતા મુખે કહ્યું: ' પરંતુ નુકશાન પુરતું છે એ વાતમાં જરાયે ભૂલ નથી. '

આ વાતનો કશો ઉત્તર ન આપતાં લલિતાએ અન્ય દિશા તરફ મોઢું ફેરવ્યું. નરેને આથી જરાય પાછા ન પડતાં કહ્યું: 'વિવેકની વિરુદ્ધ આમ કઠોર ભાવે સંમતિ આપવાનું કારણ હું જાણી શકું છું?'

લલિતાએ મોઢું ફેરવી ગંભીર ભાવે ઉત્તર આપ્યો: 'આપને સાંભળવા જેવું કશું નથી.'

જરા અભિમાનથી ક્ષુબ્ધ બનેલા સ્વરે નરેન બોલ્યો : ' એ અસંભવિત છે, જો આપ મને સાંભળવા માટે અનધિકારી માનતા હો તે.'

ભીની આંખે નરેન સામે જોઈને લલિતા ભારે અવાજે બોલી : ' શું મને માફ નહિ કરી શકો નરેનબાબુ ? '

માથું હલાવીને નરેન બોલ્યો : ' કદી નહિ; આપના આવા અન્યાયપુર્ણ કાર્યનું સમર્થન મારાથી નહિ થઇ શકે. '

લલિતા ગળું સ્વચ્છ કરીને કંઇક કહેવા તૈયાર થઇ પણ બોલી શકી નહિ; વર્ષાના પુર માફક આંસુએ આવીને એના નયનો છૂપાવી દીધાં. તરત તેણે સાડીના છેડા વતી બંને નયનો ઢાંકી દીધાં. નરેન સ્તબ્ધ ભાવે એના આંસુ ભર્યા વદન સામે જોઈ રહ્યો.

થોડીવાર પછી આંસુના વેગને હળવો કરી, આંખો લૂછી નાખી નરેન પ્રત્યે કરુણ નજરે જોતાં લલિતા બોલી : ' હું પ્રાર્થના કરું છું નરેનબાબુ, આપ આ સંબંધી કાંઈ પ્રશ્ન ન કરશો '

લલિતાની દૃષ્ટિમાં કરુણતા જોવા છતાં પણ નરેન જરાય થડકયો નહિ. તેણે ગંભીર ભાવે સ્થિર સ્વરે કહ્યું: 'હું પણ પ્રાર્થના કરીને

કહું છું, જે અન્યાયભર્યાં કાર્યથી તમે ધ્રુજી રહ્યાં છો, તે અન્યાયપુર્ણ કાર્યને કોઈપણ ઉપાયે આપ સ્વીકારશો નહિ.'

'ન સ્વીકારું !'

'ના.' કહીને એટલા જોરથી માથું હલાવ્યું કે એ જોઈને આટલા દુઃખ વચ્ચે પણ લલિતા હસી. તેણે ધરતી સામે જોઇને ધીરે ધીરે કહ્યું: 'આપ ભાઈનો અભિપ્રાય જાણો છે ?'

'ભાઈનો અભિપ્રાય !' કહીને નરેન વિસ્મયથી ચમકી ઉઠયો.

લલિતાએ કહ્યું: 'ભાઈની ખાસ ઇચ્છા છે કે...'

નરેન ખડખડાટ હસી પડયો. એના હાસ્યધ્વનિથી ખંડની દિવાલો પણ જાણે પડઘો પાડવા લાગી. લલિતાએ સંકોચ સહિત માથું નમાવ્યું. નરેન હસતાં હસતાં બોલ્યો: 'ભુપેનની ઇચ્છા ! તમે શું ભુપેનને ઓળખતાં નથી ? આશ્ચર્ય !'

કહીને નરેન ફરીથી જોરપુર્વક હસી પડયો. લલિતા મૌન ભાવે ઉભી રહી. નરેને હાસ્યનો વેગ રોકીને કહ્યું: 'ભુપેને શું આ કાર્ય માટે તમારા પર દબાણ કર્યું છે ?'

'ના'

'તો પછી તમે કેવી રીતે માનો છો કે આ કાર્યમાં ભુપેનનો મત છે?'

લલિતા નિરુત્તર ઉભી રહી. નરેને કહ્યું: 'સારું, હું ભુપેનને પુછી જોઇશ.'

કહીને નરેન ઊભો થયો. લલિતા વ્યસ્ત ભાવે વિરોધ કરતાં બોલી: 'ના ના હું આપને વિનતિ કરું છું, આ માટે આપ ભાઇને કશું ન કહેશો.'

લલિતાના કરુણ વદન સામે જોઇને નરેન હતાશ–ભાવે બેસી ગયો. બોલ્યો : ' જરૂર આ વાત પાછળ કંઇક ભેદ છે, હું એ જાણતો નથી, અને જાણવા માગું તો આપ એને ઉચિત નહિ સમજો. પરંતુ આપના પ્રત્યે પ્રેમ હોવાના કારણે જ હું ઉચિત–અનુચિતનો વિચાર નથી કરતો.'

કહીને નરેને વિષાદભરી નજરે લલિતા સામે જોયું. એક જ પળમાં લલિતાના વદનનો રક્ત પ્રવાહ જાણે ફુટીને બહાર આવવા મથી રહ્યો. તેણે એકદમ મોઢું ફેરવી લઇ પોતાની ઊર્મિ દબાવી દીધી. બાજુમાં પડેલા ટેબલ હાર્મોન્યમ પાસે જઇને તે ઉભી રહી. ઘડીભર મૌન રહ્યા પછી નરેને પ્રશ્ન કર્યો : ' ભુપેન કયાં ગયો છે ? '

' ચંપટી સાહેબના ઘેર. '

નરેને જરા વિસ્મયસહ પ્રશ્ન કર્યો : ' હમણા હમણા ભુપેન ત્યા વારંવાર જાય છે, એનું કારણ શું ? '

ઉત્તરમાં લલિતાએ મૃદુ હાસ્યસહ હારમોન્યમ ખોલ્યું, અને સુર આપી ગીત ઉપાડયું :–

' તુમિ નિર્મળ કર મંગલ કરે...
મલિન મર્મ મુછાયે. '

ચંપટી સાહેબ સાથે ખંડમાં દાખલ થતાં જ ભુપેન બોલી ઊઠયો : 'આ રહ્યો નરેન, રસ્તામાં તારી જ વાત થતી હતી. '

ચંપટી સાહેબે અગ્રસર થતાં સહાસ્ય વદને કહ્યું : ' આપના છાત્રાલયના વિદ્યાર્થીઓએ શું આપને પંક્તિ બહાર મુકયા છે નરેનબાબુ?'

મૃદુ હાસ્ય સહિત નરેને કહ્યું : ' ના, મેં જ એ બધાને પંક્તિ બહાર મુકયા છે. '

બધા હસી પડયા. લલિતાએ જરા વિસ્મિત ભાવે કહ્યું : 'એ તો તમે બોલ્યા જ નહિ, શા માટે તમારે પંક્તિ બહાર મુકાવું પડયું ?'

ભુપેને ઉત્તર આપ્યો : 'આપણે ત્યાં જમે છે એટલે. શું હિન્દુ સમાજ આવો અનાચાર સહી શકે ? એણે મુસલમાનના હાથનું ખાધું હોત તો ચાલત, પરંતુ બ્રાહ્મના ઘેર...સર્વનાશ !'

હિન્દુ સમાજ પ્રત્યેના ભુપેનના આ કટાક્ષથી નરેન ચીડાઇને બોલ્યો : 'મશ્કરી નથી ભુપેન, હિન્દુ સમાજમાં પોતાની જાતિ સિવાય અન્યના હાથનું જમવું એ દોષ છે, પછી તે હિન્દુ હોય કે મુસલમાન હોય.'

ચંપટી સાહેબે કહ્યું : 'તો પછી તમારે માથું મુંડાવીને પ્રાયશ્ચિત કરવું પડશે !'

તીવ્ર સ્વરે નરેન બોલ્યો : 'હિન્દુનો સમાજ અને હિન્દુના શાસ્ત્રો માનવા હશે તો એમ જ કરવું પડશે. જો કે આજકાલ ઘણા માથાભારે માણસો સમાજના નિયમો માનતા નથી, પણ એથી સમાજને કોઇ લાભ નથી થતો.'

ચંપટી સાહેબે કહ્યું : 'પરંતુ પ્રાકૃતિક પરિવર્તનની ઉપેક્ષા કરીને અને જગતની ઉન્નત વિચારધારાને દૂર ધકેલીને આત્મ બચાવ કરી રહેલો હિન્દુ સમાજ પોતાની જાત પર જ કુહાડો મારી રહ્યો છે. આ નુકશાન જેવું તેવું નથી નરેનબાબુ.'

નરેને કહ્યું : 'ઉચ્છૃંખલતા એ પ્રાકૃતિક નિયમ નથી ચંપટી સાહેબ. સમાજની ઉન્નતિ કરવી હોય તો એની દિવાલોને પ્રથમ મજબૂત રાખવી જોઈએ.'

ભુપેન કહ્યું : 'તું ગમે તેટલી દલીલો કરે નરેન, પણ વિદ્યાસાગર અને રામમોહન જેવાને પંક્તિ બહાર રાખી, વિદેશ ગમન

કરી આવેલાઓને એક તરફ હડસેલી હિન્દુ સમાજે—કેવળ પોતાની જ મૂડી ગુમાવી છે. મોટા માણસો સમાજના પ્રાણ છે. પ્રાણને દૂર કરવાથી જડ દેહ પોતાની જાતને વધુ સમય ટકાવી શકે નહિ. એક વખત આ હિન્દુ સમાજે જ ક્ષત્રિય વિશ્વામિત્રને બ્રાહ્મણત્વ આપ્યું હતું, ધીવર–દૌહિત્ર દ્વૈપાયનને વેદ વિભાગનો અધિકાર દીધો હતો. અને એના પરિણામે કેટલાંય પુરાણ ઉપપુરાણ, સંહિતા, ઉપનિષદ્ વગેરેથી હિન્દુ સમાજના શાસ્ત્રો દીપી ઉઠયાં હતાં. પરંતુ અત્યારનો હિન્દુ સમાજ કેવળ ત્યાગનીતિને જ અવલંબી રહ્યો છે, ગ્રહણ કરવાનું બળ સાવ ગુમાવી બેઠો છે.'

નરેને હસીને કહ્યું: 'તારા કથનનો હું અસ્વીકાર નથી કરતો ભુપેન. જે લોકો રાજૈશ્વર્યને તુચ્છ માની માત્ર કોપીન ધારણ કરીને વનવાસનો આશ્રય લ્યે છે, તે લોકોનો ત્યાગ એ જીવનમંત્ર છે, એમાં કોઇ પ્રકારનો સંદેહ નથી. અને હિન્દુધર્મનું જે કાંઇ ગૌરવ છે, તે આ ત્યાગમાં જ છે.'

ભુપેને કહ્યું; 'પરંતુ એકલા ત્યાગથી તો કુબેરનો ભંડાર પણ ખાલી થઇ જાય. હિન્દુ સમાજની પણ અત્યારે એવી દશા થઈ પડી છે. ત્યાગની પણ બે દિશા છે. એક ત્યાગથી આત્મોન્નતિ, અને એકથી આત્મહત્યા.'

નરેને કહ્યું: 'પરંતુ તું મૂળમાંથી જ ભૂલ કરી રહ્યો છે ભુપેન, હિન્દુ સમાજનું લક્ષ્ય આ જગત માટે નથી, આની પેલેપાર જે જગત છે, ત્યાં જ એની દૃષ્ટિ સ્થપાયેલી છે.'

જવાબમાં ભુપેન કંઇક કહેવા જતો હતો, પણ ચંપટી સાહેબે એને રોકતાં કહ્યું: 'ક્ષમા કર ભુપેન, જે વસ્તુ શોધી મળતી નથી, એવા માટે આટલી શીરફોડ કરવી સારી ન ગણાય. એના કરતાં ચાપાન

કરીને મનને તાજું બનાવ, અને જગતમાં ચાનો પ્રચાર કેમ વધે, એવો પ્રયત્ન કર.'

લલિતા ચા તૈયાર કરી રહી હતી, તેણે મૃદુ હાસ્ય સહ ચાના પ્યાલા આગળ ધર્યા. નરેન સામે ચાનો પ્યાલો મૂકતાં તે બોલી: 'આપને વાંધો છે કે નહિ, એ જાણ્યા વગર જ આપને ચા આપું છું.'

નરેને હસીને ઉત્તર આપ્યો: 'જ્યારે આપો છો, ત્યારે મારે એનો સદ્વ્યવહાર કરવો પડશે. એકવારનું જે પ્રાયશ્ચિત, દશવારનું પણ તે જ.'

કહીને નરેને ચાનો પ્યાલો ઉઠાવ્યો. ચંપટી સાહેબે ચા પીતાં પીતાં કહ્યું: 'એક વાત કહેવી તો રહી ગઇ નરેનબાબુ, ભુપેનના કૌમાર્યવ્રતનો ભંગ થયો છે, એ સમાચાર કદાચ તમે નહિ સાંભળ્યા હોય.'

નરેને વિસ્મય સહ કહ્યું: 'શું, ખરું કહો છો?'

જરા હસીને ચંપટી સાહેબ બોલ્યા: 'નહિ તો, મારી બિચારી નાની બહેન લીલાને મારી પાસેથી ખેંચી જવા માટે પેરવી કરી રહ્યો છે.'

નરેન જાણે એકાએક ચમકી ઊઠ્યો, ચંપટી સાહેબ સાથે લલિતાના સંબંધનું રહસ્ય હવે એની આંખ સામે સ્પષ્ટ થઇ ગયું અને ભુપેનની આ સ્વાર્થપરતા પ્રત્યે એના નયનોમાં તીરસ્કાર ઉભરાયો; પરંતુ પોતાનો મનોભાવ છૂપાવીને તે બોલ્યો: 'આ તો ભુપેનનો ચોખ્ખો અન્યાય કહેવાય, અને આપ પણ ઘણા સહિષ્ણુ છો, તેથી જ આવા અન્યાયને સહી રહ્યા છો.'

સહાસ્ય વદને ચંપટી સાહેબ બોલ્યા: 'હું ખરેખર એવો

સહિષ્ણુ છું, એવું આપ ન માનશો. હું પણ આ અન્યાયનો બદલો લીધા વગર નહિ છોડું.'

કહીને લલિતા તરફ ચંપટી સાહેબે વક્ર કટાક્ષ કર્યો; પરંતુ લલિતાનું ધ્યાન અન્ય દિશાએ હતું. લલિતા ધીરે ધીરે ચાનો સરંજામ લઇને બહાર ચાલી ગઈ.

થોડીવાર પછી નરેન ઊભો થયો. ભુપેને કહ્યું : ' તો પછી તેં અન્ય કોઇ છાત્રાલયમાં જવાનું નક્કી કર્યું કે નહિ ?'

' હા, એક બે દિવસમાં વ્યવસ્થા થઇ જશે.' કહીને તે વિદાય થયો, પરંતુ દરવાજા બહાર નીકળતાં જ અચાનક લલિતા એની સામે આવીને ઊભી રહી અને બોલી :'આપને ખૂબ રોષ થયો છે, કેમ નરેનબાબુ ?'

નરેને તીક્ષ્ણ નજરે લલિતાના હસતા વદન સામે જોયું. લલિતાએ ધરતી તરફ દૃષ્ટિ કરી શાંત સ્વરે કહ્યું : ' પરંતુ મારો અનુરોધ છે, રોષ કરવો હોય તો મારા પર કરજો, ભાઇ ઉપર ન કરશો.'

નરેને કશો ઉત્તર ન આપ્યો, માત્ર તીક્ષ્ણ નજરે ઘડીભર લલિતાના વદન સામે જોઇ, મૌનભાવે બાજુમાંથી સરકી ગયો.

લલિતા એક નિશ્વાસ નાખીને નરેનને જતો જોઇ રહી.

આ કાર્યમાં ભુપેનના સ્વાર્થ કરતાં ચંપટીની જાળ ભારે હશે અને લલિતાને કોઇપણ ઉપાયે એ જાળમાંથી બચાવવી જોઇએ એવા વિચારો સાથે નરેન છાત્રાલયમાં આવ્યો ત્યારે રાખાલ બોલી ઊઠયો : ' આ નરેન ભાઇ આવ્યા. ભઈ, કોઇ માણસ તમારી રાહ જોતું બેઠું છે.'

નરેને પોતાની ખોલીમાં જઇને જોયું તો તેનાથી વિસ્મય સહ બોલાઇ જવાયું : ' કોણ ગોપીબાબુ ?'

ગોપીનાથે એકદમ ઊભા થઇ નમસ્કાર કરતાં કહ્યું : ' હું એક કલાકથી રાહ જોતો બેઠો છું. '

નરેને એને બેસવાનું કહી ઘરના કુશળ સમાચાર પૂછ્યા. ગોપીનાથે કહ્યું: 'ઘરના સમાચાર સારા નથી. મોટાબાબુની તબિયત ઘણી નરમ છે. આપને તેડવા માટે આવ્યો છું. '

' મને તેડવા ! દરદ શું છે ? '

' દરદ તો ભયાનક છે. તાવ, ખાંસી અને લોહી પણ પડે છે. આપ નજરે જોશો એટલે કલ્પી શકશો. હવે આપ જેમ બને તેમ જલદી ચાલો. મોટાભાભી આપની રાહ જોતાં બેઠાં છે. '

શંકિત સ્વરે નરેને કહ્યું: 'પરંતુ અત્યારે એક પણ ટ્રેન નહિ મળે ગોપીબાબુ ..

ગોપીનાથે કહ્યું: ' ટ્રેનની જરૂર નથી, મોટા બાબુ દેશમાં નથી. '

' દેશમાં નથી ? '

' ના, સારવાર માટે અહીં લાવવામાં આવ્યા છે. '

' કયારે આવ્યા છે. '

' ગઈ કાલે. '

' પણ મને સમાચાર તો મોકલવા હતા. '

પહેલાં નરેનને આ માટે સમાચાર દેવાની વાત થઇ હતી, પણ વરેન્દ્રનાથના વિરોધથી સમાચાર ન મોકલાયા. સુચતુર ગોપીનાથે આ વાત છૂપાવીને કહ્યું: 'આપ કલકત્તા પાછા ફર્યા છો કે નહિ, એ કોઇના જાણવામાં નહોતું. '

નરેને વધુ કંઇ ન બોલતાં ગોપીનાથનો હાથ પકડી લીધો અને એકદમ ઉતાવળે પગલે આગળ થયો.

રસ્તામાં ગોપીનાથે જણાવ્યું: 'એક વર્ષથી મોટાભાઈ બિમાર રહ્યા કરે છે, પણ શરીર પ્રત્યે ખાસ સંભાળ નહોતા રાખતા. પુરીની યાત્રા કર્યા પછી રસ્તાના પરિશ્રમના કારણે તબિયત એકાએક લથડી. દેશમાં સારવારનો કોઇ ઉપાય ન હોવાથી ગઇ કાલેજ અહીં આવવું પડયું.'

નરેનને જોઇને મહામાયા રડી પડી; બોલી ઊઠી: 'હવે શું થશે નરેનભાઇ?'

નરેને પોતાના હૃદયને કઠણ કરી ચહેરાપર સાહસ લાવી કહ્યું: 'ગભરાઓ છો શા માટે ભાભી? મોટામાં મોટા દાકતરને બતાવી પ્રયત્ન કરશું, જમિનદારી વેંચીને પણ હું મારા ભાઇને બચાવીશ.'

નરેનના આગમનથી મહામાયાને ઘણું બળ મળ્યું. ચિકિત્સા અને પરિચર્યા શરુ થઇ. કલકત્તાના નામાંકિત દાકતરોના હાથમાં આ કેસ મૂકાયો. સમાચાર મળતાં લલિતા અને ભુપેન પણ આવ્યાં અને લલિતાએ ઇચ્છા પૂર્વક રોગીની સેવાનો ભાર ગ્રહણ કર્યો, પરિચર્યાના કાર્યમાં લલિતાની નિપૂણતા જોઇને મહામાયા આશ્ચર્ય પામી. એના મનમાંથી ધર્માંતરનો ભેદ અળગો થયો અને તે લલિતાને નાની બહેન માફક સ્નેહ ભરી નજરે જોવા લાગી. લલિતા અને નરેન સાથે મળીને દરદીની સેવા કરવા લાગ્યા.

પરંતુ જેને કાળ પકડે છે, તેને કોઈ પણ માનવી લાખો ઉપાયે છોડવી શકતો નથી. એટલે વરેન્દ્રનાથને પણ કોઇ રાખી શકયું નહિ; માનવીના પ્રયત્નને નિષ્ફળ બનાવી કાળે પોતાની વિજય ભેરી વગાડી દીધી. ભાગ્યની સામે પ્રયત્ન પરાજીત બન્યો.

મોટાભાઇની અંતિમ ક્રિયા પૂરી કરી નરેન ભાભી તથા મોટાભાઇના ત્રણ વર્ષના પુત્રને લઈ બધા માણસો સાથે દેશમાં ગયો.

૧૩

**વરેનબાબુના** મૃત્યુ સમાચારથી ગામમાં શોક છવાયો, એ શોક પાછળ આંતરિકતા હો કે ન હો, પણ લોકોએ મૌખિક દુઃખ પ્રગટ કરવામાં જરાયે મણા ન રાખી. કોઇએ કહ્યું, આ તો ઇંદ્રપાત થઇ ગયો, કોઇ બોલ્યું, સમાજનું શિખર તૂટી પડયું. જે લોકોએ મોટાબાબુમાં દયાનું કોઈ લક્ષણ પણ નહોતું જોયું, તે લોકો પણ ઉચ્ચ કંઠે કહેવા લાગ્યા : 'મોટા બાબુ તો ગરીબના માબાપ હતા.' જાનકી ઘોષાલ, સર્વેશ્વર આકુલી વગેરે માત્ર બહારથી શોક પ્રગટ કરીને શાંત ન રહ્યા, નરેનને સાંત્વન પણ દેવા લાગ્યા. પરંતુ મરેલા માટે કેવળ શોક પ્રગટ કરવાથી કાર્યની પૂર્ણાહુતી નથી થતી, અને પરલોક ગત આત્માના કલ્યાણ માટે જે બધાં શાસ્ત્રીય અનુષ્ઠાન કરવાનાં હોય છે, એ પણ સારી રીતે પૂરાં કરવાં જોઇએ. ગામના ડાહ્યા માણસો આ કાર્યની નરેનને સલાહ દેવા લાગ્યા, એટલું જ નહિ, કાર્યની વ્યવસ્થા પણ નક્કી કરવા લાગ્યા. આ પ્રસંગ સુખનો ન ગણાય છતાં માન મર્યાદાના હિસાબે કાર્ય કરવું જ જોઇએ. એક ચાંદીનો અને એક પિત્તળનો ષોડષ અને વૃષોત્સર્ગ કરવો જ જોઇએ. શ્રાદ્ધના દિવસે દસસહસ્ત્ર નહિ, પણ દસશત્ બ્રાહ્મણોને પક્વાનથી તૃપ્ત કરવા જરૂરી છે, વળતે દિવસે અન્નયજ્ઞ તો હોય જ. ઓછામાં ઓછા એકસો પંડિત બ્રાહ્મણોને બોલાવવા જ જોઇએ, એ વગર સભામંડપ શોભશે નહિ. એ સિવાય ગામના બ્રાહ્મણોને એક સ્વતંત્ર

ભોજન પણ આપવું જોઈએ. આહા, મોટાભાઈ હવે થોડું ભોગવવા આવવાના હતા? અત્યારે તો એમના નિમિત્તે જેટલું થાય એટલું કરી છૂટવું જોઇએ, સ્વર્ગમાં બેઠાંબેઠાં, એમને આ સિવાય શું મળવાનું હતું?

જોતજોતામાં ચાર દિવસો ચાલ્યા ગયા, હવે રહ્યા ફક્ત છ દિવસ. પણ જમિનદાર તો ધાર્યું કરી શકે છે, એક કહેતાં એકવીશ હાજર થાય એને શું? નરેનબાબુની આજ્ઞા થાય કે તરત આખું ગામ કામકાજ માટે દોડયું આવશે.

નરેને ભાભીને સઘળી વાત કહી. મહામાયાએ કહ્યું: 'તમારા ભાઈ લોહી રેડીને જમિનદારી સાચવી ગયા છે, અત્યારે એમના માટે જે સારું લાગે તે તમે કરો.'

નરેને બહાર આવી કર્મચારીઓને બોલાવી આદેશ આપ્યો: 'મોટાભાઇના શ્રાદ્ધમાં કોઇ પ્રકારની ત્રુટી ન આવવી જોઇએ.'

ગોપીનાથે કહ્યું: 'આપ કોઈ પ્રકારની ચિંતા ન કરશો નાના-ભાઇ, રાજાનું કાર્ય રાજાને શોભે એવું જ થશે.'

અને ચારે દિશાએ તૈયારી થવા લાગી; મહોલ્લે મહોલ્લે સમાચાર છૂટયા; દેશવિદેશમાંથી અનેક પ્રકારની સામગ્રીઓ આવીને ભંડારમાં ભરાવા લાગી. નોકરચાકરને શ્વાસ લેવાનો પણ સમય ન રહ્યો. ચક્રવર્તિ મહાશય, ઘોષાલ મહાશય, આકુલી મહાશય, બોસજા મહાશય વગેરે મહાશય ગણ ઘરનાં બધાં કામ પડતાં મૂકીને જમીનદારના કાર્યમાં પરોવાયા અને દિવસનો મોટો ભાગ જમીનદારની બેઠકમાં જ ગાળવા લાગ્યા. તમાકુનું સેવન, અલકમલકની વાતો, હુક્કાના ગગડાટ અને અનેક પ્રકારના હુકમો કરી કરીને આ બધા મહાશયો જમીનદારનું શુભ ઇચ્છવા લાગ્યા. આ મહાશયોમાંથી કોઇ

કોઈ મહાશય લાગ ફાવે ત્યારે એકાદ ચીજ પણ પછેડીમાં સંતાડીને ચાલ્યા જતા. ભંડારીની પ્રશંસા કરીને બહારગામથી આવેલી વસ્તુઓના નમૂના પણ સહુ ઉપાડી જતા. જો કે આ બધું જોઇને ભંડારી ખીજાતો પણ આંખની શરમથી તે દબાઇ જતો.

આ રીતે એક દિવસે ઘોષાલ મહાશય ખંભા પર મોટું કોળું લઈને ભંડારમાંથી બહાર નીકળ્યા અને નરેનની નજર એમના પર ગઇ. નાનાબાબુને જોતાં જ પ્રથમ તો તેઓ અચકાયા, પરંતુ તરત પોતાનો મનોભાવ સંભાળી લઇને હર્ષ પ્રફુલ્લ સ્વરે બોલ્યા: ‘ આહા, ધન્ય છે આપને, મોટાભાઈ આપના જેવા ઉદાર ભાઇને મૂકીને સ્વર્ગે ગયા. મેં તો ઘણા મોટાં મોટાં કાર્યો જોયાં છે, પરંતુ ભાઇના શ્રાદ્ધમાં આવી ભવ્ય તૈયારી તો કયાંય જોઈ નથી. બધી વસ્તુઓ ઢગલા મોઢે આવી છે. આજ મુકુન્દપુરથી બે ગાડી કહોળાંની આવી હતી. મેં સાંભળ્યું હતું કે મુકુન્દપુર જેવાં કહોળાં આટલામાં કયાંય નથી થતાં. એથી એક નાનું કહોળું ખાત્રી કરવા માટે લઈ જાઉં છું’

નરેને ચાકરને બોલાવી ઘોષાલ મહાશય પાસેથી કોળું લેવરાવી એમના ઘેર મોકલાવી દીધું. ઘોષાલ મહાશય અસંખ્ય આશીર્વાદ આપતા આપતા ઘર તરફ વિદાય થયા.

ભંડારીએ સામે આવી અરજ કરી: ‘ આ બ્રાહ્મણોની બળતરાથી તો હું અસ્થિર થઈ ગયો છું નાનાબાબુ. કંઇક લીધા વગર ઘેર જતા જ નથી.’

નરેને ગંભીર સ્વરે કહ્યું : ‘ આવા પ્રસંગે એવું બન્યા જ કરે છે. કોઈ વસ્તુની ખામી ન આવવી જોઇએ સમજ્યા ?’

ભંડારીએ માથું નીચું નમાવ્યું.

મહામાયાએ નરેનને પૂછ્યું : ‘ અપર્ણાને તેડાવવા માટે શું કર્યું ?’

નરેને ગંભીર ભાવે ઉત્તર આપ્યો : 'ન તેડાવું તો કશો વાંધો છે?'

મહામાયાએ આશ્ચર્યથી ગાલ પર હાથ મૂકતાં કહ્યું : 'તમે પણ અજબ છો નરેનભાઈ, નાની વહુને તેડાવ્યા વગર ચાલે? અને શા માટે નહિ આવે?'

આ 'શા માટે'નો ઉત્તર નરેન આપી શક્યો નહિ. તે મૌનભાવે બેઠો બેઠો હાથમાનાં કાગળો તપાસવા લાગ્યો.

મહામાયાએ ઘડીક નીરવ રહીને કહ્યું : 'હું ત્યારે....'

નરેને ભાભી સામે જોયું. મહામાયાએ પૂછ્યું : 'નાની વહુ શું પોતાની ઇચ્છાથી બાપના ઘેર ગઈ છે?'

નીચી નજરે નરેન બોલ્યો : 'ના.'

'તો?'

નરેન મૌન બેસી રહ્યો. માત્ર તેનો ચહેરો સહજ વિકૃત થયો. ઘણા સમયથી મહામાયાના મનમાં સંદેહ થયો હતો, સ્વામી સ્ત્રી વચ્ચે કંઈક મનોવાદ ઊભો થયો છે. અત્યારે નરેનનો ભાવ જોઈને એ સંદેહ દૃઢ થયો. તેમણે નરેન સામે શંકા ભરી નજરે જોતાં ધીરે ધીરે કહ્યું: 'જુઓ નરેનભાઈ, આટલું બધું ભણવા છતાં પણ તમે હજી બાળક છો. સ્વામી સ્ત્રીનો જે સંબંધ છે, તે અભંગ છે, કોઈ પણ વિવાદ–વિસંવાદથી એ તૂટતો નથી.'

નીચી નજરે જ નરેને ઉત્તર આપ્યો: 'અને સ્ત્રી જો સ્વામીની ઘૃણા કરતી હોય તો?'

વિસ્મય પૂર્વક મહામાયા બોલી: 'શું અપર્ણા તમારી ઘૃણા કરે છે?'

'ઘૃણા નથી કરતી છતાં હું એની સામે અપવિત્ર–અસ્પૃશ્ય છું.'

મહામાયા હસી પડી, નરેનનો ચહેરો શરમથી લાલ થઇ ગયો. મહામાયા હસતા હસતા બોલી: 'ખરેખર તમે હજી પણ સાવ બાળક છો. તમે બધા કામમાં તમારી જાતને ગમે તેટલી બુદ્ધિશાળી માનો, સ્ત્રી જાતિને ઓળખવામાં તમને હજી ઘણી વાર છે.'

નરેન કશું બોલ્યો નહિ; મૌનભાવે કાગળ પર પેન્સીલથી લીંટા દોરવા લાગ્યો. મહામાયાએ ગંભીર ભાવે કહ્યું : 'આ બધી છોકરમત જતી કરો, નાની વહુને તેડાવવી જ પડશે, નહિ તેડાવીએ તો લોકો શું કહેશે ?'

નરેન નિરુત્તર રહ્યો. મહામાયાએ પૂછ્યું : 'શું કહો છો ?'

નરેને ધીરે ધીરે ઉત્તર આપ્યો : 'જો તેડાવ્યા વગર ન જ ચાલે, તો તેડાવો.'

કહીને નરેન એકદમ ઊભો થઇ બહાર ચાલ્યો ગયો.

એ વખતે બહાર બેઠકમાં તુમુલ સંગ્રામ મચ્યો હતો. ત્યાં ગામના ઘણા ચોવટીયા એકઠા થયા હતા, નરેનના બેચાર કર્મચારીઓ પણ હતા. એ લોકોના વાદ પ્રતિવાદથી બેઠક ગાજી રહી હતી. પણ નરેનના આગમનથી બધા શાંત થઇ ગયા. નરેને–ગોપીનાથ સામે જોઈ કહ્યું : 'આજ બ્રાહ્મણ પંડિતોને નિમંત્રણના પત્ર મોકલવાના હતા. એ બધા મોકલાઈ ગયા છે ?'

'એ બધા તો મોકલી દીધા છે પણ...' કહીને ગોપીનાથ માથું હલાવવા લાગ્યો, ત્યાર પછી હથેળી મસળવા લાગ્યો, નરેને એના તરફ તિરસ્કાર સૂચક દૃષ્ટિ કરતાં કહ્યું : 'હવે શું કામ બાકી રહ્યું છે, એ હું જાણવા માગું છું.'

ગોપીનાથ કશું બોલ્યો નહિ. નરેને ગોપાલ મહાશય સામે જોઈ

પૂછ્યું : 'હું તો પછી દરેકના ઘેર મારે જાતે જઇને જ નિમંત્રણ આપવું પડશે? શું એ વગર નહિ ચાલે?'

ઘોષાલ મહાશયે માથું હલાવીને કહ્યું : 'સાચી પ્રથા જ એ છે.'

નરેને કહ્યું : 'પરંતુ આપના દરેક કાર્યમાં અનુકલ્પનું વિધાન તો છે. આ કાર્યમાં પણ એકાદ અનુકલ્પનું વિધાન ન કરી શકાય?'

ઘોષાલ મહાશયે જીજ્ઞાસુ દૃષ્ટિએ ગોકુલ ચક્રવર્તીના મોઢા સામે જોયું. પાછળથી સર્વેશ્વર આકુલી બોલી ઊઠયા : 'જરૂર એમ થઇ શકે છે, એમ થવું જ યોગ્ય ગણાય. જમીનદાર તો ભૂસ્વામી, રાજા કહેવાય. રાજા પિતા સમાન છે, એવો શાસ્ત્રનો આદેશ છે. એટલે પિતા તુલ્ય રાજા સંતાન સમી પ્રજાના આંગણે જઇને આમંત્રણ ન આપે તો પ્રજાનું અપમાન થાય એવું હું નથી માનતો. તમે શું કહો છો બોસજા?'

બોસજાએ કહ્યું: 'જરૂર જરૂર.'

ઘોષાલ મહાશયે અનિચ્છાપૂર્વક સંમત થતાં કહ્યું: 'સારું, બધાનો જો આવો મત હોય, તો મને કશો વાંધો નથી. પણ પ્રતિનિધિ સ્વરૂપે બ્રાહ્મણ હોવા જોઇએ.'

હસીને 'એમજ થશે' એમ કહી નરેન જવા તૈયાર થયો. ઘોષાલ મહાશયે જરા ખોંખારો ખાઈ, ગળું સ્વચ્છ કરી કહ્યું: 'પરંતુ નાનાબાબુ......'

નરેન પાછો ફરીને ઊભો રહ્યો અને પરંતુ પછી શું કહેવાનું છે, એ સાંભળવા માટે ઘોષાલ મહાશયના વદન સામે ઉત્સુક નજરે જોવા લાગ્યો. પરંતુ ઘોષાલ મહાશય આગળ કહેવાનો અવસર મેળવી શક્યા નહિ, ઉધરસના વેગે વારંવાર આક્રમણ કરીને એમને થકવી નાખ્યા. બીજા બધા વક્ર નયને એમના સામે જોઈ રહ્યા.

પરાણે ઊભી કરેલી ખાંસી ઘોષાલ મહાશય વધુ વખત ટકાવી શક્યા નહિ. ખાંસીનો વેગ હળવો થયેલો જોઇને નરેને પૂછ્યું: 'મને કશું કહેવાનું છે?'

ઘોષાલ મહાશયે ગોકુળ ચક્રવર્તી સામે જોયું. પરંતુ ચક્રવર્તીએ મોઢું ફેરવી લીધું હોવાથી ઘોષાલ મહાશયે બીજા એક બે જણ પ્રત્યે દૃષ્ટિ કરી અચકાતાં અચકાતાં કહ્યું: 'બીજું તો શું નાનાબાબુ, વાત એમ છે કે, ખાસ કંઇ નથી. પણ, એ તો ગમે ત્યારે કરી શકાશે.'

સર્વેશ્વર આકુલી ઉષ્ણ સ્વરે બોલી ઊઠયો: 'આ તમારો અન્યાય છે ઘોષાલ મહાશય, જે કંઇ કહેવાનું હોય, તે સ્પષ્ટ ભાવે કહી દેવું જોઇએ. અને આ કંઇ તમારી એકલાની વાત નથી, સમાજની વાત છે.'

જરા હસીને નરેન બોલ્યો: 'સારું, પંચની વાત તો આપ પણ કહી શકો છો.'

આકુલીએ ગર્વપૂર્વક કહ્યું: 'જરૂર કહી શકું છું, અને એથી જ સહુ મને રોકડું પરખાવનારો કહે છે. વાત એમ છે નાનાબાબુ, આપને એકાદ પ્રાયશ્ચિત કરવું પડશે.'

મસ્તક ઉન્નત કરી ગંભીર સ્વરે નરેન બોલ્યો: 'શેનું પ્રાયશ્ચિત ?'

આકુલીએ કહ્યું : 'અમે જાણી શકયા છીએ કે, આપે બ્રહ્મજ્ઞાનીઓના અન્નનો સ્પર્શ કર્યો છે.'

નરેનનો ચહેરો વક્ર બનીને ભીષણ થઇ ગયો. ઘોષાલ મહાશયે એના ચહેરા સામે જોઇ ધરતી સામે સ્થિર દૃષ્ટિ કરતાં કહ્યું :' આપ જો કહો તો, અમે એનો પુરાવો પણ...'

વચ્ચે જ ક્રોધ ગંભીર સ્વરે નરેન બોલ્યો : ' આપને એ કષ્ટ ઉઠાવવાની જરૂર નથી, આપના કથનનો હું સ્વીકાર કરું છું.'

બધાએ નરેનના વદન પર ઉત્સુક દૃષ્ટિ સ્થાપી. આકુલી મહાશયે કહ્યું : 'જ્યારે આપ પોતે જ સ્વીકાર કરો છો ત્યારે આપે પ્રાયશ્ચિત કરવું જોઇશે.'

નરેને પ્રશ્ન કર્યો : 'બ્રાહ્મલોકો પણ હિન્દુ છે, એ લોકોના હાથનું ખાવાથી પ્રાયશ્ચિત કરવું જોઇએ, એવું વિધાન કયા શાસ્ત્રમાં છે?'

આકુલીએ કહ્યું : 'અમે કોઈ શાસ્ત્રજ્ઞ નથી નાનાબાબુ, જે શાસ્ત્ર જાણે છે, તે જ આપને ઉત્તર આપી શકશે, અને પ્રાયશ્ચિતની વ્યવસ્થા પણ એ આપશે.'

'પરંતુ હું એ વ્યવસ્થા જો ન સ્વીકારું તો?'

'સમાજ આપનો ત્યાગ કરશે.'

'સમાજ કોણ? આપ સહુને? આપ લોકો મારો ત્યાગ કરશો તો મને કશી ખોટ જવાની નથી.'

આકુલીએ ઊભા થઈ ક્રોધભર્યા સ્વરે કહ્યું : 'આપના જેવા બાળકને મોઢે આવા જ શબ્દો શોભે. તો પછી આપ સમાજનો ત્યાગ કરો છો?'

ઘોષાલ મહાશયે ઊભા થઇ આકુલીને શાન્ત પાડવાનો પ્રયત્ન કર્યો; પરંતુ આકુલીએ શાંત થવાના બદલે ઉગ્ર તિરસ્કાર સહ કહ્યું; 'સમાજ કરતાં જમીનદાર મહાન નથી ઘોષાલ મહાશય.'

ઘોષાલ નીરવ થયા. નરેને ધીર ગંભીર સ્વરે કહ્યું; 'આ સ્થળે હું જમીનદાર નથી. હું એક સામાન્ય માણસ માફક કહું છું, મેં કોઇપણ અન્યાય કર્યો નથી, જેના ખાતર મારે પ્રાયશ્ચિત કરવું જોઇએ. અને પ્રાયશ્ચિતનો અર્થ તો થોડુંક દાન આપવું એજ છેને? હું એવું પ્રાયશ્ચિત કરીને સમાજના દંભને પોષવા નથી માગતો.'

કહીને તે એકદમ બેઠક બહાર ચાલ્યો ગયો. બધા વિસ્મય ભરી નજરે એક બીજાના મોઢા સામે જોઇ રહ્યા.

## ૧૪

**મહામાયાએ** કહ્યું: 'આવો અન્યાય શા માટે કર્યો નરેનભાઇ?'

નરેને કહ્યું: 'મેં જરા પણ અન્યાય નથી કર્યો, સમાજ પોતેજ મારા પર અન્યાયપૂર્વક જબરદસ્તી કરી રહ્યો છે.'

'પરંતુ સમાજની આ જબરદસ્તી સહન કરવી જ પડશે.'

'માણસ આવી જબરદસ્તી ન સહી શકે.'

'શું આપણા બાપદાદા સહન નહોતા કરતા?'

'એનાજ પરિણામે સમાજ આજે સ્વેચ્છાચારી બની ગયો છે.'

મહામાયાએ કહ્યું: 'પણ તમારા એકલાથી કંઇ સ્વેચ્છાચાર દૂર નહિ થઇ શકે.'

'ભલે, પણ એની અસરતો થશે જ.'

'પણ આ વાત કંઇ એક બે દિવસમાં પતે એવી નથી, નરેનભાઇ.'

'એક બે દિવસ તો શું, દસ વીસ વર્ષમાં પણ પતે એવી નથી.

'અને તમારામાં બે દિવસ ધીરજ રાખવાની શક્તિ નથી.'

જરા હસીને નરેન બોલ્યો: 'મારા ભાઇના શ્રાદ્ધ માટે કહો છો? એ માટે તમે જરાયે ચિંતા ન કરશો ભાભી. તમે જોઈ લેજો, પૈસાના

જોરે ઘણા મોટા મોટા પંડિતો પણ આવી પહોંચશે અને પતરાવળાં પાથરશે.'

વિરક્તિ સહ મહામાયા બોલી: 'બ્રાહ્મણ પંડિતો માટે આવું કહેવું ઉચિત નથી. આથી બ્રાહ્મણોનું કશું નહિ બગડે, પણ આપણી પોતાની જ હલકાઇ દેખાશે.'

નરેન ગંભીર ભાવે મૌન રહ્યો. મહામાયા બોલી: 'પણ તમારે પ્રાયશ્ચિત તો કરવું જ પડશે નરેનભાઈ?'

ગંભીર ભાવે નરેને ઉત્તર આપ્યો: 'કેમ?'

મહામાયાએ કહ્યું: 'તમે જ જ્યારે શ્રાદ્ધ કરશો, ત્યારે તમારા હાથનું જળ શુદ્ધ હોવું જરૂરી છે. નહિ તો તમારા હાથનું જળપિંડ એ કેવી રીતે સ્વીકારે?'

'પણ મારા હાથનું જળ અશુદ્ધ કેવી રીતે થયું?'

મહામાયાએ કહ્યું: 'જે લોકો આપણા ધર્મમાંથી બહાર ચાલ્યા ગયા છે, જેઓ આપણા દેવ દેવીને માનતા નથી, આચાર વ્યવહાર પાળતા નથી, તેઓના હાથનું તમે જ્યારે ખાધું છે, ત્યારે તમારા હાથનું જળ અશુદ્ધ થાય જ.'

તીવ્ર કંઠે નરેને કહ્યું: 'સામાન્ય દાનનું ફારસ કરીને શું મારા હાથનું જળ શુદ્ધ થઇ જશે?'

મહામાયાએ કહ્યું: 'જ્યારે શાસ્ત્ર કહે છે, ત્યારે જરૂર શુદ્ધ થશે. આપણા ઋષિ મુનિયો કરતાં પણ તમે શું પંડિત છો?'

નરેનને ઇચ્છા થઇ, કહું, આ બધાં વિધાન ઋષિ મુનિઓના નથી, આપણા જેવા માણસોએ જ બનાવેલાં છે, પણ શાસ્ત્ર વાક્યોમાં અંધશ્રદ્ધા રાખનારાં ભાભી સમક્ષ આ બધી દલીલ

કરવી નકામી છે; આમ સમજીને તે કશું બોલ્યો નહિ. ક્રોધને દબાવી બેસી રહ્યો.

મહામાયાએ દીયરના ચહેરા સામે જોઇ શાંત કોમળ સ્વરે કહ્યું : 'રોષ ન કરશો નરેનભાઇ, તમે હજી પણ બાળક છો. પરંતુ દરેક કામમાં બાળક બુદ્ધિ ન ચાલે. તમે એટલું તો વિચારો, તમારા ભાઇ સ્વર્ગમાં જઈને તમારા હાથના જળની આશાએ બેઠા છે, પણ તમે તમારી જીદને વળગી રહેશો તો એમના આત્માને શાંતિ મળી શકશે ખરી ?'

મહામાયાનો સ્વર ગાઢ થઇ ગયો, આંખો સજલ બની ગઈ. તેણે ગળગળા સ્વરે કહ્યું : 'બીજું કંઇ નહિ, તો પણ એમના આત્માની તૃપ્તિ ખાતર પણ તમારે પ્રાયશ્ચિત કરવું જરૂરી છે.'

આ કરુણ પ્રાર્થના સામે નરેનની પ્રતિજ્ઞા અને દલિલો ભાંગી પડી. નરેને ભારે સ્વરે પૂછયું : 'તમે બરાબર કહો છો ભાભી, હું પ્રાયશ્ચિત કરીને શ્રાદ્ધ કરીશ તો મારા ભાઈને તૃપ્તિ મળશે ?'

મહામાયાએ છેડાવતી આંસુ લૂછતાં સ્થિર સ્વરે કહ્યુ: 'હા, જરૂર તૃપ્તિ મળશે. મારો વિશ્વાસ છે કે શાસ્ત્રની વાત કદી મિથ્યા ન થાય.'

નરેન ઊભો થયો અને શાંત સ્વરે બોલ્યોઃ 'હું શાસ્ત્રબાસ્ત્ર કંઇ જાણતો નથી, તમે જ્યારે કહો છો, ત્યારે હું પ્રાયશ્ચિત કરીશ.'

કહીને નરેન જવા તૈયાર થયો. મહામાયાએ કહ્યું: 'અત્યારમાં કયાં જાઓ છો ? મેં હવિષ્ય મૂક્યું છે ને ?'

જતાં જતાં નરેન બોલ્યોઃ 'હું આવીને હવિષ્ય કરી લઇશ.'

મહામાયા બીજું કંઇ કહે એ પહેલાં જ નરેન ઓરડા બહાર નીકળી ગયો. મહામાયાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી આંખો લૂછી.

નરેને બહાર આવી ઘોષાલ મહાશય વગેરેને બોલાવવા માટે ગોપીનાથને આદેશ આપ્યો.

બપોર પછી બધા ભેગા થયા. નરેને એ બધાને કહ્યું : 'મેં સાંભળ્યું છે કે પ્રાયશ્ચિત ન કરવાથી, માત્ર સમાજનો દોષ થાય છે એમનથી, એથી પરલોકગત આત્માને પણ તૃપ્તિ નથી થતી. એટલે ન છૂટકે પ્રાયશ્ચિત કરવા હું તૈયાર થયો છું, અત્યારે મારે કેવી રીતે પ્રાયશ્ચિત કરવું જોઇએ એ આપ કહો.'

બધા માણસો ધન્ય ધન્ય કહેવા લાગ્યા. ઘોષાલ મહાશય હર્ષ ગદ્ ગદ્ સ્વરે બોલ્યા : 'ખરેખર આપના વંશને શોભે એવી વાત કહી છે. ભુવન બાબુ જેવા ધાર્મિક પુરુષ અતિ વિરલ હોય છે, એમના પુત્ર કોઇ દિવસ અધાર્મિક ન હોઈ શકે. સિંહનું સંતાન સિંહ જ હોય. પરંતુ પ્રાયશ્ચિતની વ્યવસ્થા અમારા હાથે ન આપી શકાય. જે શાસ્ત્રી હોય, એની પાસેથી જ વ્યવસ્થા લેવી જોઇએ.'

ત્યાર પછી કોની પાસેથી વ્યવસ્થા લેવી એ પ્રશ્ન પર વાટાઘાટ શરૂ થઇ. કોઇએ વ્રજનાથ શિરોમણીનું નામ આપ્યું, કોઇએ વળી અન્ય પંડિતનું નામ આપ્યું. પરંતુ નજીકમાં વ્રજનાથ શિરોમણી જેવો વિદ્વાન પંડિત અન્ય કોઇ ન હોવાથી સહુના મનમાં એમની પાસેથી વ્યવસ્થા લેવી એમ થયું. કોઈ કોઈના દિલમાં શંકા થઈ કે શિરોમણી મહાશય નરેનના સાસરા છે, તેથી નરેનનો પક્ષ ખેંચશે. પરંતુ ઘણા માણસોનો અભિપ્રાય શિરોમણી મહાશય પાસેથી વ્યવસ્થા લેવાનો હતો એટલે કોઇએ કશો વિરોધ ન કર્યો. નરેને પણ તરત એક માણસ શિરોમણી મહાશયને બોલાવવા માટે મોકલ્યું.

યથા સમયે તેડવા ગયેલા માણસે પાછા આવીને જણાવ્યું, શિરોમણી મહાશય પ્રાયશ્ચિતની વ્યવસ્થા આપવા કોઇને ત્યાં જતા

નથી, જેને વ્યવસ્થા સ્વીકારવી હોય તેણે એમની પાસે જ જવુ જોઇએ; આવો નિયમ છે.

સાંભળીને નરેનને ક્રોધ ચડયો. પરંતુ આકુલી મહાશયે સમજાવ્યું, શિરોમણીએ વ્યાજબી વાત કરી છે અને એમના ઘેર જવામાં કોઇ પ્રકારની લજ્જા ન હોવી જોઇએ, પંડિત સહુના પૂજ્ય છે. ખાસ કરીને તેઓ નરેનેબાબુના સાસરા છે એટલે તેઓ વડિલ ગણાય, ત્યાં જવામાં કોઈ પ્રકારનું અપમાન નથી.

માન હોય કે અપમાન હોય, નરેનને કોઈ પણ ઉપાયે પ્રાયશ્ચિતની લપમાંથી મુક્ત થઈને ભાભીને સંતોષવા હતા, એટલે માન અપમાન તરફ ન જોતાં નરેને ત્યાં જવામાં સંમતિ આપી. અને ઘોષાલ મહાશય વગેરે બે ચાર વડિલ પુરુષોને સાથે લઈને તે શિરોમણી મહાશયના ઘેર ગયો.

શિરોમણી મહાશયે દરેકને આદરપૂર્વક બેસાડી નરેનને કુશાસન આપ્યું. ત્યાર પછી નરેન વતી ઘોષાલ મહાશયે પ્રાયશ્ચિતની વ્યવસ્થા માટે પ્રાર્થના કરી. શિરોમણી મહાશયે પ્રશ્ન કર્યો : 'આ કાર્ય સમજ પૂર્વક કર્યું છે ને ?'

ઘોષાલ મહાશયે આ પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. નરેને કહ્યું : 'જી હા, આ કાર્ય સમજપૂર્વક કર્યું છે.'

શિરોમણી મહાશયે બીજો પ્રશ્ન કર્યો : 'ભવિષ્યમાં તમે આવું કાર્ય ન કરવાનો સંકલ્પ કર્યો છે ?'

નરેને કહ્યું : 'ભવિષ્યમાં શું થાય ન થાય એ વાત અગાઉથી કોઇ કહી શકે નહિ.'

શિરોમણી મહાશયે કહ્યું : 'ભવિષ્યના બનાવ સંબંધી કશું ન

કહી શકાય એ સાચું, પરંતુ વર્તમાનની ઇચ્છા તો અનાયાસે કહી શકાય.'

રૂક્ષ સ્વરે નરેન બોલ્યો: 'આપની પાસે હું વર્તમાન પાપના પ્રાયશ્ચિતનું વિધાન જાણવા આવ્યો છું, ભાવિનો પ્રશ્ન ચર્ચવાનું કોઇ પ્રયોજન નથી.'

મૃદુ ગંભીર હાસ્ય સહિત શિરોમણી મહાશય બોલ્યા: 'પ્રયોજન પૂરું છે નરેન, મનમાં એવું ન ધારશો કે સામાન્ય દાન આપવાથી પાપનું પ્રાયશ્ચિત થઇ જાય છે.'

'એમ નથી તો પ્રાયશ્ચિતમાં બીજું શું છે?'

'પાપનું પ્રધાન પ્રાયશ્ચિત અનુતાપ છે.'

'અને આ દાન વગેરે?'

'એ તો કેવળ સામાજીક દંડ છે.'

'તો પછી આપ સામાજીક દંડની જ વ્યવસ્થા આપો. પશ્ચાતાપ મને જરા પણ થયો નથી, અને ભવિષ્યમાં આવું કાર્ય હું નહિ કરું, એ વાતનો સ્વીકાર પણ મારાથી થઇ શકશે નહિ.'

ઘડીભર વિચાર કરીને શિરોમણી મહાશય ગંભીર સ્વરે બોલ્યા: 'તો પછી હું આવો અભિનય નહિ કરાવી શકું.'

નરેને કહ્યું: 'હું આવા અભિનયનો પક્ષપાતી નથી. સમાજ બળજબરીથી મારા હાથે આવો અભિનય કરાવી રહેલ છે.'

શિરોમણિ મહાશયે કહ્યું: 'એ સમાજનો ભ્રમ છે. અને આવા ભ્રમના કારણે જ સમાજમાં પાપીઓની સંખ્યા વધી પડી છે. પરંતુ શાસ્ત્રનો આદેશ એવો નથી, ભગવાન મનુએ કહ્યું છે—

કૃત્વા પાપાન્ હિ સન્તપ્ય તસ્માત્ પાપાત્ પ્રમુચ્યતે;
નૈતત કુર્યાં પુનરિતિ નિવૃત્યા પૂયતે નર.

અર્થાત પાપના અનુષ્ઠાન પછી પાપી જો પશ્ચાતાપ કરે અને એવું કાર્ય ફરીવાર ન કરવાનો સંકલ્પ કરે, તો જ એના પાપની મુક્તિ થાય છે. માત્ર દાન દેવાથી પાપનો નાશ થતો નથી.'

ઘોષાલ મહાશયે કહ્યું : 'આ વાત સાચી છે શિરોમણી મહાશય! પરંતુ દેશાચાર અને કાળની ગતિ પ્રમાણે ચાલવું જોઇએ. બધા એ પ્રમાણે ચાલતા આવે છે, જવા દો, તર્ક વિર્તકની જરૂર નથી, આપ વ્યવસ્થા આપો.'

શિરોમણિએ પ્રશ્ન કર્યો : 'પરંતુ આ પ્રસંગે મારી વ્યવસ્થા આપ સહુને રુચશે ખરી?'

ફાટી આંખે ઘોષાલ મહાશય બોલ્યા : 'શું આપની વ્યવસ્થા ન રૂચે? આપ શું કહો છો? આપતો સાક્ષાત બૃહસ્પતિ સમાન છો.'

જરા હસીને શિરોમણી બોલ્યાં : 'ઉત્તમ, આપનો જો એવો જ વિશ્વાસ હોય, તો મારી વ્યવસ્થા સ્વીકારો. મારી વ્યવસ્થા એવી છે કે નરેનબાબુ પ્રાયશ્ચિત માટે સંપૂર્ણ અયોગ્ય છે. જ્યાં સુધી એમના મનમાં સમાજ વિરોધી કાર્ય કરવાં બદલ પશ્ચાતાપ ન થાય અને જ્યાં સુધી તે ફરીવાર આવું કાર્ય ન કરવા માટે સંકલ્પ ન કરે ત્યાં સુધી એને સમાજના વ્યવહારથી દૂર રાખવા જોઇએ.'

વ્યવસ્થા સાંભળીને બધા સજ્જડ થઇ ગયા. નરેને તીવ્ર નજરે એકવાર શ્વસુરના વદન સામે જોઇ માથું નીચું કર્યું.

ઘડીભર કોઇના મોઢામાંથી કોઇ પણ વાક્ય ન નીકળી શક્યું. થોડીવારે પછી નિસ્તબ્ધતાનો ભંગ કરીને શિરોમણી પોતે જ બોલ્યા : 'નરેન!'

ચમકીને નરેને મોઢું ઊંચુ કર્યું. શિરોમણી બોલ્યા : 'અત્યાર

સુધી હું વ્યવસ્થા દાતા હતો, હવે તમારો આત્મીય છું. મારી સલાહ સાંભળશો ?'

ફરીવાર માથું નીચું કરી ગંભીર સ્વરે નરેન બોલ્યો : 'સલાહ સાંભળીને પણ હું એ વાતનો સ્વીકાર કરી શકીશ નહિ.'

હસીને શિરોમણી મહાશય બોલ્યા : 'સારું ! સાંભળો, સમાજ સામે અહંકારનું આધિપત્ય ચાલતું નથી, તમે ગમે તેવા હો, સમાજ સમક્ષ તમારે માથું નમાવવું જ પડશે. તમારા પોતા માટે નહિ, તો સમાજના કલ્યાણ માટે પણ તમારે આટલી નાનપ સ્વીકારવી પડશે. નહિ તો સમાજની મર્યાદા રહેશે નહિ, સમાજની મર્યાદા ન રહેતાં વ્યક્તિગત શાંતિ અને બંધન પણ નહિ જળવાય. અમર્યાદા અને સ્વેચ્છાચાર વચ્ચે માણસ ટકી શકે નહિ. તમે જો એકાદ સામાન્ય માણસ હોત તો કોઈ પ્રશ્ન નહોતો, પરંતુ તમે દેશના જમિનદાર છો. અત્યારે વિધર્મી અને વિદેશી રાજા છે, નહિ તો જમિનદાર એજ દેશની શાંતિનો રખવાળ અને સમાજનો કર્તા ગણાય. તમે જો સમાજની અવજ્ઞા કરશો, તો તમારો દાખલો લઇને બીજા પાંચ માણસો પણ એ રીતે કરશે.'

નરેને જરા વિચારીને કહ્યું : 'આપ મને શું કરવાનું કહો છો ?'

શિરોમણી મહાશયે કહ્યું : 'ઇચ્છાથી કે અનિચ્છાથી... તમારે પ્રાયશ્ચિત કરવું જરૂરી છે. જો કે બ્રાહ્મધર્મ એ કંઇ હલકો ધર્મ નથી અને એ લોકોના હાથનું ખાવાથી જાતિ ધર્મનો લોપ થાય છે એવું પણ નથી. છતાં સમાજના અનુરોધથી તમારે પ્રાયશ્ચિત કરવું જરૂરી છે. રાજગંજના નવદ્વીપ સ્મૃતિરત્ન એક વિદ્વાન પંડિત છે. એમની પાસે જઈ પ્રાયશ્ચિતની વ્યવસ્થા લઇ આવો. કદાચ ત્યાં જવું પણ નહિ પડે, થોડી દક્ષિણા દેશો એટલે તેઓ જાતે જ આવીને વ્યવસ્થા આપી જશે. મનની અંદર ગમે તે હોય, પણ આવો ભાવ વ્યક્ત કર્યા વગર એમની પાસેથી વ્યવસ્થા સ્વીકારી લ્યો.'

વક્ર કટાક્ષ કરીને નરેન બોલ્યો: 'આપ શાસ્ત્રજ્ઞ પંડિત હોવા છતાં મને દંભનો આશ્રય લેવાનો ઉપદેશ આપો છો ?'

શિરોમણી હસી પડયા; હસતા હસતા બોલ્યા: 'સંસારમાં કયે સ્થળે દંભ નથી ભાઈ? ઊઠતાં બેસતાં, હસતા રડતાં ડગલે ડગલે દંભ છે. હૃદય વચ્ચે દુ:ખની આગ સળગી રહી હોય, પરંતુ મોઢા પર હાસ્ય રાખીને ફરવું પડે છે. મનની અંદર વિષય વાસના ફફડી રહી હોય, છતાં એને ઢાંકી રાખીને કહેવું પડે છે, હે ભગવાન, મારે કશું નથી જોઇતું, હું તો કેવળ આપને જ ઇચ્છું છું. કપટતાના આવરણથી સંસાર ઢંકાયેલો છે નરેન.'

નરેન સ્થિર નજરે એમના મોઢા સામે જોઈ રહ્યો. શિરોમણિ કહેવા લાગ્યા : 'તમારો જ દાખલો લઇએ, તમે સમાજ પર આટલી ઘૃણા દર્શાવો છો, એ શું તમારો દંભ નથી? શું ખરેખર તમે હિન્દુ સમાજ પ્રત્યે આટલી ઘૃણા રાખો છો? કદી નહિ. આ સમાજ ગમે તેટલો નબળો માંદો હોય, ગમે તેવો અસાર અથવા નિંદનીય હોય, પરંતુ એના પ્રત્યે તમારા હૃદયમાં જરૂર મમતા છે. જો એ આંતરિક મમતા ન હોત, તો તમે ક્યારના અન્ય સમાજમાં મળી ગયા હોત.'

કહીને શિરોમણીએ નરેનના વદન પર તીક્ષ્ણ દૃષ્ટિ સ્થાપી. નરેનનો ચહેરો શરમથી લાલ થઈ ગયો. મોઢેથી કશું ન કહેતાં, અંત:કરણથી આ ઉદાર ચિત્ત પંડિત પ્રત્યે નરેન શ્રદ્ધાન્વિત થયા વગર રહી શક્યો નહિ.

ત્યાર પછી શિરોમણિ મહાશયની સલાહ અનુસાર કાર્ય કરવાનો સ્વીકાર કરીને નરેન વિદાય થયો. ત્યારે સંધ્યાનો સમય થઈ ગયો હતો. સાયંસંધ્યા કરવા માટે શિરોમણિ મહાશય ઘરમાં ગયા.

૧૫

'અપર્ણા!'

'કેમ બાપુ?'

'આજે નરેન આવ્યો હતો.'

અપર્ણા પળવાર ચમકીને મૌન થઈ ગઈ. શિરોમણી બોલ્યા: 'બીજું કંઈ કામ નહોતું, પ્રાયશ્ચિતની વ્યવસ્થા લેવા માટે આવ્યો હતો.'

આછા કૌતૂહલ સહિત અપર્ણાએ પ્રશ્ન કર્યો: 'શેનું પ્રાયશ્ચિત બાપુ?'

શિરોમણી મહાશય બોલ્યા: 'એને કલકત્તામાં કોઈ બ્રહ્મજ્ઞાનીને ત્યાં ભોજન કર્યું હશે, એ વાતનો અહીં કોઈએ પ્રચાર કર્યો હતો.'

જરા કર્કશ સ્વરે અપર્ણા બોલી: 'ગમે તે હોય, પણ એ વાત ખોટી નથી.'

હસીને શિરોમણી બોલ્યા: 'નરેન પણ એ વાતનો અસ્વીકાર નથી કરતો.'

'અસ્વીકાર કરે તો કેમ ચાલે?'

'ન ચલાવનો પણ કોઈ હેતુ નથી. નરેને ત્યાં ખાધું હતું,

તે કોણે જોયું છે? અને જોયું હોય તો પણ જમિનદાર વિરુદ્ધ પ્રમાણ કરવા કોણ તૈયાર થાય?'

હસીને શિરોમણીએ પુત્રીના મોઢાં સામે જોયું. અપર્ણા ખીંટી પકડીને નીરવ ભાવે ઊભી હતી. મૃદુહાસ્ય સહ શિરોમણી બોલ્યા : 'ગમે તેમહો પણ નરેન ભુવનબાબુનો પુત્ર છે, પોતાનો દોષ છૂપાવવાનું કદી પંસદ ન કરે.'

તીવ્ર સ્વરે અપર્ણા બોલી : 'ઘણા માણસો એવા હોય છે કે અન્યાયને બહાદુરી માની ચારે કોર પોકારતા ફરે.'

શિરોમણી બોલ્યા : 'પરંતુ નરેન એને અન્યાય નથી માનતો, અપી.'

વક્ર કટાક્ષ સહ અપર્ણા બોલી : 'એ પણ એક બહાદુરી છે.'

શાંત ગંભીર સ્વરે શિરોમણી બોલ્યા: 'બહાદુરી નથી અપી, ન્યાય અને ધર્મની દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો એમાં કોઈપ્રકારનો ન્યાય નથી. બ્રાહ્મ લોકો સાથે હળવા મળવાથી કે એની સાથે જમવાથી વાસ્તવિક રીતે જાતિ અથવા ધર્મનો નાશ નથી થતો.'

વિસ્મય સહિત અપર્ણાએ પ્રશ્ન કર્યો: 'શું જાતિનો નાશ નથી થતો? એ લોકો તો ખ્રિસ્તિ છે!'

શિરોમણી હસીને બોલ્યા: 'ખ્રિસ્તિ નથી અપી, બ્રાહ્મધર્મ હિન્દુ ધર્મનું જ એક અંગ છે. એટલે એ લોકોનાં સંસ્પર્શથી જાતિનાશની કોઈ આશંકા નથી.'

'તો પછી એ લોકો હિન્દુ ધર્મથી જૂદા શા માટે પડ્યા છે?'

'એ લોકો મૂર્તિ પૂજાનો સ્વીકાર નથી કરતા.'

'એનો અર્થ એ છે કે આપણા દેવ દેવીઓને એ લોકો નથી માનતા, એમ જ ને?'

'પરંતુ આપણામાં પણ જે લોકો અદ્વૈતવાદી છે તે લોકો પણ દેવદેવીને ક્યાં માને છે?'

અપર્ણાએ કહ્યું : 'બ્રાહ્મલોકોમાં જાતિવિચાર નથી.'

'આપણામાં જે લોકો સંન્યાસી પરમહંસ છે તે લોકો પણ જાતિ વિચાર નથી રાખતા. અને એવા પરમહંસની એંઠી પ્રસાદી મેળવીને આપણે આપણી જાતને ધન્ય માનીએ છીએ.'

'એ બધા સાધુ પુરુષ છે—ત્યાગી છે.'

'બ્રાહ્મ સમાજમાં પણ એવા સાધુ પુરુષો જન્મ્યા હતા, અત્યારે પણ એવા મહાપુરુષો છે, જેના પગની રજ લઈને આપણે પણ પવિત્ર થઈ જઈએ.'

બ્રહ્મજ્ઞાનીઓ ઉપર પિતાની આવી શ્રદ્ધા જોઈને અપર્ણા માત્ર આશ્ચર્યાન્વિત ન થઈ, મનમાં ને મનમાં ખૂબ ચીડાઈ ગઈ. તે હળવા રોષભર્યા સ્વરે બોલી : 'તમે ગમે તેમ કહો બાપુ, પરંતુ જે સમાજની સ્ત્રીઓ પગમાં બૂટ મોજાં પહેરે, ગમે તે પુરુષનો હાથ પકડીને ફરતી ફરે, તે સમાજને હું કોઈપણ રીતે સારો કહી શકું નહિ.'

શિરોમણી હસતા હસતા બોલ્યા : 'એ તો એ લોકો અંગ્રેજોની ચાલચલગતનું અનુકરણ કરી રહ્યા છે. પરંતુ એ બાહ્ય ચાલચલગત સાથે ધર્મને કોઈ સંબંધ નથી અપી.'

અપર્ણાએ કહ્યું : 'બાપુ, તમે પણ આવી નાસ્તિક જેવી વાત શું કહો છો. જે તે ખાવાથી, જેની તેની સાથે હળવા મળવાથી શું ધર્મનો નાશ ન થાય?'

હસીને શિરોમણી બોલ્યા : 'ધર્મ' વસ્તુ એવી નબળી નથી કે આમ સહજમાં નાશ પામે. આપણા દેશના એક મહાપુરુષે આનું શું નામ આપ્યું છે એ જાણે છે? છૂત માર્ગ, એ કહે છે, આ દેશના માણસો ધર્મકર્મ છોડીને માત્ર છૂત માર્ગને જ પકડીને ઝઘડી રહ્યા છે.'

'પરંતુ આ છૂત માર્ગ તો ચાર યુગથી ચાલ્યો આવે છે. તેથી જ શાસ્ત્રે પણ એને અધર્મ માનીને પ્રાયશ્ચિતનું વિધાન બતાવ્યું છે.'

'એ પ્રાયશ્ચિત ધર્મ રક્ષા માટે નથી, સમાજ રક્ષા માટે છે. બધા સ્વેચ્છાચારી બની જાય તો સમાજ છિન્નભિન્ન થઈ જાય, તેથી જ આવી મર્યાદાઓનું વિધાન કરવું પડયું છે.'

અપર્ણાએ હસીને કહ્યું : 'ગમે તે કારણ હોય બાપુ, પ્રાયશ્ચિત કરવું તો જરૂરી છે ને?'

'જરૂરી તો ખરું. પરંતુ કાળના પ્રભાવે પ્રાયશ્ચિતની કઠોરતા એવી શિથિલ થઇ ગઈ છે કે, પ્રાયશ્ચિત કરવું કોઇના માટે ભયજનક ન હોવાના બદલે હાસ્યજનક અભિનય સમાન થઇ ગયું છે. અનુતાપના બદલે સામાન્ય સુવર્ણદાનથી પતી જતું હોય, ત્યાં પ્રાયશ્ચિતના ભયથી અયોગ્ય આચરણ કરવા માટે કોઈ અટકતું નથી.'

અપર્ણા મૌન થઇ. ઘડી ભર નિસ્તબ્ધ રહીને શિરોમણી બોલ્યા : 'પણ તારે આ પ્રસંગે જવું પડશે અપી.'

'ન જાઉં તો ન ચાલે?'

'ના.'

અપર્ણા નિઃશબ્દે ગંભીર ભાવે ઊભી રહી. શિરોમણી મહાશય મૃદુ ગંભીર આદેશભર્યા સ્વરે બોલ્યા : 'ના મા, તારે જવું જ પડશે.'

અપર્ણાએ નીચી નજર રાખી મૃદુસ્વરે કહ્યું : 'તમે જો જવાનું કહેતા હો, તો મારે જવું જ પડશે.'

શિરોમણીએ એક નિશ્વાસ નાખી કહ્યું: 'મારે ન છૂટકે કહેવું પડે છે બેટા, એ સિવાય અન્ય કોઇ ઉપાય નથી.'

અપર્ણા ઊભી ઊભી પગના અંગુઠા વતી ધરતી ખણવા લાગી.

શિરોમણી બોલ્યા: 'આવું કંઇક બનશે, એ હું અગાઉથી જ સમજતો હતો અપી, પરંતુ ભુવનબાબુના આગ્રહને ઠેલવાની શક્તિ મારામાં નહોતી, તેથી જ મારે આ અસમાન કુટુમ્બિતામાં સંમતિ આપવી પડી હતી.'

ભુતકાળની સ્મૃતિથી શિરોમણી મહાશયનું વદન ગંભીર બની ગયું. તેમણે એક નિશ્વાસ નાખીને કહ્યું: 'પણ તને એક વાત કહી દઉં અપી, સ્વામી દરેક અવસ્થામાં સ્ત્રી માટે પૂજ્ય છે, સ્વામી રોગી હોય, અશક્ત હોય, દુર્બળ હોય, અશુચિ હોય, કોઈ પણ અવસ્થામાં સ્ત્રીની અભક્તિને પાત્ર થઇ શકતો નથી.'

'અન્યાય ભર્યું કાર્ય કરે તો પણ?'

'જ્યાં પ્રકૃત ભક્તિ–શ્રદ્ધા હોય, પ્રકૃત સ્નેહ–મમતા હોય, ત્યાં ન્યાય અન્યાયના વિચારને અવકાશ નથી હોતો અપી. અન્યાય ત્યાં પકડાય છે, જ્યાં હૃદયનું પ્રકૃત આકર્ષણ નથી હોતું. તે સિવાય જે પોતાનો જ માણસ છે, એનામાં અન્યાય જોઇને દૂર રાખ્યે ન ચાલે, બલ્કે અન્યાયથી દૂર રાખવા ખાતર એને વધુ નજીક ખેંચી લેવો જોઇએ.'

અપર્ણા દબાયેલા શ્વાસે ઊભી ઊભી પિતાની વાત અપૂર્વ ઉપદેશ માફક સાંભળવા લાગી. શિરોમણી ઘડીભર નીરવ રહીને બોલ્યા: 'આપણા શાસ્ત્રો કહે છે, સ્ત્રીજાતિનો કોઈ સ્વતંત્ર ધર્મ નથી, સ્વામીનો

ધર્મ એ જ એનો ધર્મ, સ્વામીની સેવા એ જ એનું એક માત્ર કાર્ય છે.'

અપર્ણાએ કહ્યું: 'ત્યારે શું તમે એમ કહેવા માગો છો બાપુ, સ્વામી ભયંકર અધાર્મિક હોય, સ્ત્રી ઉપર અન્યાય અત્યાચાર કરતો હોય, તો પણ એના પ્રત્યે ભક્તિ-શ્રદ્ધા રાખવી જોઇએ ?'

હસીને શિરોમણી બોલ્યા : 'શાસ્ત્રનો આદેશતો એવો જ છે અપી. અને કેવળ શાસ્ત્રનો આદેશ શા માટે, ભગવાન રામે જ્યારે સીતાજીને વનવાસ આપ્યો હતો ત્યારે સીતાજીએ અનાચારી સ્વામી માટે શું શબ્દો કહ્યા હતા, એ વાચ્યું છે ?'

'પરંતુ લોહીમાંસના શરીરથી શું એટલી સહિષ્ણુતા રાખી શકાય બાપુ ?'

'શા માટે ન રાખી શકાય મા, સીતાજી પણ લોહીમાંસના શરીર-વાળાં જ સ્વામીના આવા અમાનુષિક અત્યાચારને હસતા મોઢે સહી ગયાં છે.'

અપર્ણા બોલી 'પરંતુ એ કેવી રીતે સંભવિત છે એ જ હું સમજી શકતી નથી બાપુ.'

આછા હાસ્ય સહિત શિરોમણી બોલ્યા : 'સાધના દ્વારા. સાધનાથી અહંકાર દૂર કરી શકાય એટલે અસંભવિત કાર્ય પણ સંભવિત થઇ શકે છે.'

મોઢું ઊંચું કરી અપર્ણા બોલી: 'પરંતુ અહંકાર જો ચાલ્યો જાય, તો પછી જીવનમાં બીજું રહ્યું શું ?'

કન્યાના વદન પર સ્નિગ્ધ દ્રષ્ટિ સ્થાપીને શિરોમણી શાંત ગંભીર સ્વરે બોલ્યા : 'બધું રહે છે અપી. આત્માભિમાનનો ત્યાગ કરી પરાયાની સત્તામાં પોતાની સત્તાનો મેળ સાધવો એમાજ જીવનની

સાર્થકતા છે. એનું જ નામ મુક્તિ, એનું જ નામ આનંદ; જીવનનું સુખ કે તૃપ્તિ જે કંઇ છે, તે આમાં જ છે બહેન. આ સુખ મેળવવા માટે જ માણસો જન્મજન્માન્તર સુધી તપસ્યા કરે છે, યોગી પરમાત્મા સાથે જીવાત્માને એક કરવા ચાહે છે, ભક્ત પોતાના આરાધ્ય દેવના ચરણે પોતાનું સર્વસ્વ સમર્પણ કરે છે.'

શિરોમણી મહાશયે કન્યા તરફથી દ્રષ્ટિ ફેરવી લઇ નક્ષત્રથી શોભી રહેલા નીલાકાશ પ્રત્યે સ્થાપિત કરી; અપર્ણા સ્તબ્ધ ભાવે ઊભી રહી.

નરેન વ્યવસ્થા લેવા આવે એ પહેલાં જ મહામાયાનો માણસ અપર્ણાને તેડી જવાના સમાચાર આપી ગયો હતો. ત્યારે અપર્ણાના મનમાં ત્યાં જવાની જરાયે ઇચ્છા નહોતી; એમ નહોતું, બલ્કે જવા ખાતર કંઇક આગ્રહ પણ હતો. પરંતુ ત્યારપછી અહીં નરેન જાતે આવ્યો અને અપર્ણાને મળ્યો પણ નહિ, તેમ તેડી જવા માટે કશું બોલ્યો પણ નહિ. આથી બે વરસ પહેલાની દટાયેલી આગ ભભૂકી ઊઠી—અભિમાનની જ્વાળા નાચી ઊઠી. બે વરસ પહેલાનું એ અપમાન ફરી વાર જાણે નવી વેદના સાથે હૃદયને બાળવા માંડયું. અપર્ણાના મનમાં સ્વામીગૃહે જવાનો જાગેલો આગ્રહ સાવ બુંસાઇ ગયો.

પરંતુ પિતાના ઉપદેશે જાણે ઘવાયેલા ભાગ પર શાંતિજનક મધુર પ્રલેપ કરી દીધો. અભિમાનની જ્વાળા જાણે મુરઝાઈ ગઇ. પિતાના આદેશ સામે અપર્ણાએ પોતાના માન અભિમાનને તુચ્છ માની સ્વામી ગૃહે જવા માટે પોતાના હૃદયને તૈયાર કરવા માંડયું.

વળતે દિવસે સવારે મહામાયાએ મોકલેલી પાલખી આવી પહોંચી. અપર્ણા પિતાની ચરણરજ લઇ આંસુભરી આંખે પાલખીમાં બેઠા.

## ૧૬

મોટાભાઈનું શ્રાદ્ધ કાર્ય નિર્વિઘ્ને પૂરું થયું. શ્રાદ્ધ પછી પણ એની ધમાલ પૂરી થતાં, થોડા દિવસ બીજા ગયા. ધીરે ધીરે બહારથી આવેલા સગા સંબંધીઓ અને પ્રજાજનો પોત પોતાને ઘેર વિદાય થયા. વિષમ જન કોલાહલમાંથી મુક્તિ મેળવીને જમિનદાર ભવન સાથે ગામે પણ જાણે શાંતિનો દમ લીધો. ગોપીનાથ આવક જાવકના હિસાબમાં પ્રવૃત થયો. ત્રણ દિવસના અવિરત પરિશ્રમ પછી તેણે જ્યારે હિસાબ બરાબર તૈયાર કર્યો, ત્યારે ઘોષાલ મહાશય એની પાસે આવીને જાણી ગયા. મોટા બાબુના શ્રાદ્ધ કાર્યમાં પાંચ હજાર સાતસો તેત્રીસ રૂપિયા સાડા દસ આના રોકડા ખર્ચાયા છે. ખરચ સાંભળીને ઘણા માણસો હેબતાઈ ગયા.

ધમાલ પતી ગયા પછી નરેન કલકતા જવા તૈયાર થયો. મહામાયાએ આવીને સમજાવ્યું : 'આટલા દિવસ તો તમે મરજી પ્રમાણે ફર્યાં છો નરેનભાઈ, પરંતુ હવે એ પ્રમાણે નહિ ચાલે. હવેથી જમિનદારીનો ભાર તમારા ઉપર છે, બધું કામકાજ સમજી લ્યો.'

નરેને કહ્યું: 'પરંતુ જમિનદારીનું કામ મારાથી થઈ શકે એવુ નથી લાગતું ભાભી.'

'તમારાથી નહિ થાય તો કોનાથી થશે ? તમારા માથા ઉપર હવે કોણ રહ્યું છે ?'

મહામાયાએ એક દીર્ઘ નિશ્વાસનો ત્યાગ કર્યો. નરેન નીરવ થઇને વિચારવા લાગ્યો. મહામાયાએ ઘડીભર મૌન રહીને ધીરે ધીરે કહ્યું: 'હવે ગાંડાઈ ન કરો નરેનભાઈ, તમે જુવાન છો, ભણેલા છો, થોડા જ દિવસોમાં સઘળું સમજી શકશો.'

ચિંતિત ભાવે નરેન બોલ્યો: 'સાચું કહું છું ભાભી, મારાથી આ બધું નહિ થઇ શકે.'

'તો પછી શું થશે?'

નરેન મૌન રહ્યો. મહામાયાએ જરા રોષથી કહ્યું:'તમે જો નહિ સંભાળી શકો તો પાંચ માણસો બધું લૂંટી જશે.'

નરેન નિરુત્તર રહ્યો. મહામાયાએ ક્રોધ ગંભીર સ્વરે કહ્યું: 'પરંતુ મારા જીવતાં એમ નહિ થવા દઉં નરેનભાઇ. જે સંપત્તિ એમણે હૈયાનું લોહી રેડીને જાળવી છે, જે સંપત્તિ ખાતર એમણે પોતાની જીંદગી સુધાં...'

છેડાવતી આંસુ લૂછીને ગળગળા સ્વરે મહામાયા કહેવા લાગી: 'જે સંપત્તિની રક્ષા કરવા જતાં એમણે દેહ આપ્યો છે એ સંપત્તિ હું આ પ્રમાણે નષ્ટ થવા નહિ દઉં. તમે તો પુરુષ છો, તમે જો નહિ સંભાળી શકો, હું તો સ્ત્રી છું, છતાં હું પોતે સંભાળીશ.'

કહીને મહામાયા ક્રોધપૂર્વક ઊઠીને જવા લાગી. નરેને ભાભીને બોલાવતાં કહ્યું: 'મારા ઉપર રોષ કરો છો ભાભી!'

મહામાયાએ પાછા ફરી રોષ ગંભીર વદને કહ્યું: 'તમે શું સમજી બેઠા છો નરેનભાઇ, શું તમે જ હમેશાં દરેક ઉપર રોષ અભિમાન રાખ્યા કરશો, તમારા ઉપર કોઈ રોષ નહિ કરે?'

નીચી નજરે નરેને જવાબ આપ્યો: 'પરંતુ એવું મેં શું કર્યું છે કે તમે મારા પર આટલો રોષ કરો છો?'

ગર્જન કરીને મહામાયા બોલી : 'તમે જે કર્યું છે તે કોઈ મોટો શત્રુ પણ ન કરે નરેનભાઇ. આજ તમે સંપત્તિ નહિ સંભાળી શકો એમ કહી છટકવા માગો છો, પરંતુ એક દિવસે આ સંપત્તિનો ભાગ કરવા માટે તમે કેવો ઝંઝાવાત ઊભો કર્યો હતો? તમે એમ માનતા હશો, સંપત્તિનો ત્યાગ કરવાથી પોતાનું મહત્વ બનાવી શકાય છે, પણ એવું નથી નરેનભાઇ, તમારા એ અસ્વાભાવિક મહત્વના કારણે જ તમારા ભાઇ અકાળ મૃત્યુના માર્ગે ગયા છે, એ કદાચ તમે હજી સુધી નહિ સમજી શક્યા હો.'

નરેનનું મસ્તક વધુ નમી પડ્યું. મહામાયા આવેગ ભર્યા સ્વરે બોલી : 'એમના ઉપર તમે શું સ્વેચ્છાચાર નથી કર્યો? બાપુજીએ જેને લક્ષ્મી માનીને ઘરમાં સ્થાન આપ્યું હતું, તમારા ભાઇ પણ જેને એ રીતે જોતા આવતા હતા, તેને ઘરમાંથી બહાર કાઢીને તમે શું ભાઇનું ભયંકર અપમાન નહોતું કર્યું? એ અપમાનની વેદના એમને કેવી સહવી પડી છે, એતો એ પોતેજ જાણતા હતા, મને પણ પોતાનું દુ:ખ નહોતું જણાવ્યું નરેનભાઈ. એ વરસમાં એમણે તમારી નપાસ નથી કરી, તમારું નામ પણ નથી લીધું, પરંતુ હૃદય વચ્ચે એમણે કેવી પીડા સહન કરી છે એનો અનુભવ કરવાની શક્તિ તમારામાં નથી. માત્ર પરિશ્રમથી એમનું સ્વાસ્થ્ય નહોતું બગડ્યું, તમારા આ સ્વેચ્છાચારે જ એમના હૃદય અને બળને ભાંગી નાખ્યું હતું.'

મહામાયાના બંને નયનોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. નરેન બંને હાથ વતી મોઢું ઢાંકીને રડી પડ્યો. મહામાયા ઘડીભર સ્તબ્ધ ભાવે ઊભી રહીને બહાર ચાલી ગઇ.

નરેન ઘણીવાર સુધી મૌન થઈને બેસી રહ્યો, ત્યાર પછી ઊઠીને બહારની કચેરીમાં આવ્યો અને ગોપીનાથ સામે જોઇ બોલ્યો: 'ગઈ કાલે ચોપડાઓ જોવાની વાત કરી હતી ને? એ બધા લઇ આવો.'

ગોપીનાથ વિસ્મય સહિત નાનાબાબુ સામે જોઇને ચોપડા તથા અન્ય પત્રો શોધવામાં પ્રવૃત્ત થયો.

તે દિવસે જમવા આવતાં ઘણી વાર લાગવાથી મહામાયાએ કારણ પૂછ્યું. નરેને કહ્યું: 'હાથ પર લીધેલું કાર્ય પૂરું કર્યા વગર કેવી રીતે આવી શકું ભાભી!'

આછું હસીને મહામાયા બોલી: 'એક જ દિવસમાં કામકાજવાળા થઈ ગયા નરેનભાઈ, દસ વર્ષની ખોટ શું એક જ દિવસમાં પૂરી કરવા ધારો છો?'

'મારી તો એવી જ ઇચ્છા છે.'

નરેનનો આવો આકસ્મિક ઉત્સાહ જોઈને કેવળ મહામાયા નહિ, કર્મચારીઓ પણ વિસ્મય પામ્યા. ગોપીનાથના મનમાં નરેનના આ ઉત્સાહે હાસ્ય પ્રગટાવ્યું—તેણે માન્યું કે આ ઉત્સાહ કામચલાઉ છે. નરેને આદેશ કર્યો: 'વહિવટના દરેક કાગળો હું બારીકાઈથી જોવા માગું છું.'

એમજ થયું, ગોપીનાથે ઢગલાબંધ કાગળો અને ચોપડાઓ લાવીને હાજર કર્યા. નરેને એ બધા કાગળપત્રો બારીકાઈથી તપાસ્યા, કર્મચારીઓની નાની મોટી ભૂલોની પણ નોંધ કરી. એક દિવસે એકાએક તેણે આજ્ઞા કરી: 'જમિનદારીમાં જે કંઈ બ્રહ્મોત્તર, દેવોત્તર, કે પીરોત્તર છે, એ બધાનો હિસાબ દાખલ કરવાનો છે.' કર્મચારીઓ હિસાબ તૈયાર કરવામાં પડયા. જે લોકો આ સંપત્તિના માલિક હતા, તેઓ પ્રમાદમાં રહ્યા.

આ હકિકત સાંભળીને મહામાયાએ સશંક ભાવે પૂછ્યું: 'નરેન-ભાઇ, શું તમે બ્રહ્મોત્તર અને દેવોત્તર સંપત્તિ ખૂંચવી રહ્યા છો?'

નરેને કહ્યું : 'ના, ઘણા માણસોએ દગલબાજી કરીને વધારે પડતી જમિન લઈ લીધી છે; માત્ર એવા લોકોનેજ હું સજા કરીશ.'

મહામાયા એ કહ્યું : 'પણ દગલબાજી સમજાશે કેવી રીતે ?'

'ખતપત્ર જોઈને.'

મહામાયાએ જરા વિચારીને કહ્યું : 'જુઓ નરેનભાઇ, છેવટે દેવતા–બ્રાહ્મણનો રોષ ન વહોરી લેતા.'

નરેન હસતાં હસતાં બોલ્યો : 'એવો ભય ન રાખશો ભાભી, કલિયુગમાં દેવતાઓ પોઢી ગયા છે અને બ્રાહ્મણો ઝેર વગરના સર્પ જેવા બની ગયા છે.'

દેવતા–બ્રાહ્મણ ઉપર આવી અવજ્ઞા જોઇને મહામાયા મનથી ધ્રૂજી ઊઠી.

## ૧૭

શ્રાદ્ધના પ્રસંગે અપર્ણા સ્વામીગૃહે આવી હતી, પરંતુ હજી સુધી નરેન સાથે એને કોઈ પ્રકારની વાતચીત થઇ નહોતી. બંને એક બીજાને જોઈ શકયાં નહોતાં, એમ નહોતું. પરંતુ એવા પ્રસંગે બંને કોઇ અપરિચિત માફક મોઢું ફેરવી જતાં. બંનેના નયને વદને ક્રોધ અને ઘૃણાના ભાવ જાણે છવાયેલા જ રહેતા.

શ્રાદ્ધ શાંતિનો અંત આવી ગયો, પણ નરેન જે રીતે બહારનો બહાર રહેતો હતો, તે રીતે જ રહેવા લાગ્યો. મહામાયાએ આ જોઈને એક દિવસે નરેનને પૂછ્યું : ' નરેનભાઇ, તમારામાં ગૃહવાસ પ્રત્યે આવો અણગમો કયાંથી આવ્યો છે ? '

હસીને નરેને કહ્યું : ' અણગમો નથી આવ્યો, ભય લાગે છે. '

' ભય કોનો ? નાની વહુનો ? '

' એના શુચિત્વનો. '

જરા હસીને મહામાયા બોલી : ' તમે તો પ્રાયશ્ચિત કરીને શુદ્ધ થઈ ગયા છો. '

નરેને કહ્યું : ' બીજા બધા સામે શુદ્ધ થયો છું એની સામે નહિ. '

મહામાયાએ કહ્યુ: 'આતો તમારા મેલા મનનું કેવળ અનુમાન લાગે છે. '

નરેને કહ્યું: 'ના, એના પિતાશ્રીની વ્યવસ્થા એવી છે, એના બાપુએ જ વ્યવસ્થા આપી હતી, હું પ્રાયશ્ચિત માટે અયોગ્ય છું, પ્રાયશ્ચિત કરવા છતાં પણ હું શુદ્ધ થઈ શકું એમ નથી.'

સહાસ્ય વદને મહામાયા બોલી: 'પરંતુ પુરુષની વ્યવસ્થા કરતાં સ્ત્રીની વ્યવસ્થા જુદી હોય છે, એ તો જાણો છો ને?'

'હું ક્યાંથી જાણું!'

મહામાયા બોલી: 'તમારે જાણવાની જરૂર નથી હું જાણું છું, સ્ત્રીઓની વ્યવસ્થામાં તમે શુદ્ધ થઇ ગયા છો'

નરેન મૃદુ હાસ્ય સહ નીરવ રહ્યો. મહામાયા ઘડીભર મૌન રહીને ગંભીર ભાવે બોલી: 'જુઓ નરેનભાઈ, આટલા દિવસ સુધી જેટલી ગાંડાઇ કરવી જોઇએ તેટલી કરી લીધી છે, હવે એ રીતે ગાંડાઇ કરી નહિ ચાલે. માણસ ત્યાંસુધી સ્વાધિન હોય છે, જ્યાંસુધી એના પર જવાબદારી નથી પડતી. જવાબદારી માથા પર આવ્યા પછી પોતાની કેટલીક ઇચ્છાઓને દૂર કરી પાંચ માણસોની ઇચ્છાંને માનવી પડે છે.'

મૃદુ હાસ્ય સહ નરેન બોલ્યો: 'આવી પરાધિનતા મારાથી ઉપાડી શકાશે નહિ, ભાભી.'

મહામાયાએ કહ્યું: 'માણસ ઇચ્છા કરીને ભાર નથી લેતો નરેનભાઈ, એ ભાર તો અચાનક આવીને એના માથા પર પટકાય છે. તમે શું એ ભાર ઇચ્છાપૂર્વક દૂર ફેંકી શકો એમ છો?'

'શું ન ફેંકી શકું?'

'કદી નહિ. એ પ્રયત્ન તો એક પ્રકારનો અન્યાય ગણાશે.'

'જે વસ્તુ બળજબરીથી મારી ભાવનાઓને કચડી નાખતી હોય તે

વસ્તુને બળજબરીથી દૂર કરવી એમાં મને તો કોઇ પ્રકારનો અન્યાય નથી દેખાતો.'

મહામાયાએ શાંત સ્વરે કહ્યું : 'એથી માત્ર અન્યાય થાય છે એમ નથી, પોતાની નિર્બળતા પણ પ્રકાશમાં આવે છે. નરેનભાઈ, કર્તવ્ય પાલનમાં જ માણસનું મનુષ્યત્વ રહેલું છે. તમે માન અભિમાનને ન વળગી રહો.'

નરેન મૌનભાવે વિચારવા લાગ્યો. મહામાયા ઘડીભર નરેન સામે જોઇને ધીરે ધીરે બહાર ચાલી ગઈ. શીતકાળની સંધ્યા દિવસના પ્રકાશને ઝાંખો કરી રહી હતી. નરેન ચિંતા ભર્યા વદને બહાર જવા માટે ઊભો થયો.

દ્વાર પાસે આવતાં જ એની નજર સામે ઉભેલી અપર્ણા પર પડી. નરેન ચમકીને ઊભો રહી ગયો. પશ્ચિમ તરફની ખુલ્લી બારી વાટેથી ગોધુલિના છેલ્લા કિરણો ઓરડામાં ઝાંખો પ્રકાશ પાથરી રહ્યાં હતાં. એ પ્રકાશની હળવી છાયા અપર્ણાના ગંભીર વદન પર પણ પડતી હતી. આથી અપર્ણાનું વદન વધારે ગંભીર દેખાતું હતું. નરેને એકવાર એ તરફ જોઇ દૃષ્ટિ ફેરવી લીધી. પળ માટે એના ચહેરા પર શરમની લાલ રેખાઓ વિજળી માફક રમી ગઇ.

પરંતુ અપર્ણાએ દૃષ્ટિ ન ફેરવી; સંકોચ કે લજ્જાનો ભાવ પણ ન દાખવ્યો; તેણે નરેનના વદન પર તીક્ષ્ણ દૃષ્ટિ સ્થાપી ગંભીર સ્વરે કહ્યું : 'હું તમને એક વાત કહેવા આવી છું.'

નરેન પણ એવા જ ગંભીર ભાવે ઉતર આપ્યો : 'બીજા કોઈ મારફત પણ કહેવરાવી શકાત.'

નરેનના અધરપર દબાયેલું હાસ્ય ઝળક્યું. અપર્ણાનો ચહેરો

વધારે ગંભીર થઇ ગયો; જરા નીચી દૃષ્ટિ કરીને તે બોલીઃ 'વાત કહીને હું ચાલી જઇશ.'

નરેને કહ્યું: 'તું ચાલી જાય કે રહે, એમાં મને કોઈ પ્રકારનું લાભ-નુકશાન નથી, પણ અપવિત્ર અને પાપી સાથે વાત કરવાથી અશુચિ થવાનો સંભવ છે.'

શ્લેષભર્યા તીવ્ર સ્વરે અપર્ણા બોલીઃ 'પાપનું પ્રાયશ્ચિત જ્યારે કર્યું છે, ત્યારે અશુચિનો કોઈ સંભવ નથી લાગતો.'

નરેને કહ્યુંઃ 'એકાદ પ્રાયશ્ચિત કર્યું છે એ સાચું, પરંતુ મારી શુદ્ધિ માટે શંકા છે, કારણ કે તારા બાપુના મત પ્રમાણે મારા પાપનું પ્રાયશ્ચિત નથી.'

અપર્ણા બોલીઃ 'મારા બાપુની વ્યવસ્થાનું ખંડન કરી શકે, એવો પંડિત આ દેશમાં કોઈ નથી.'

તિરસ્કારનો ભાવ મોઢા પર લાવી નરેન બોલ્યોઃ 'એટલા માટેજ કહું છું, આવા મહાન પંડિતની તું પુત્રી છે; એક મુર્ખ પાપી સાથે વાતો કરવી તારા માટે ઉચિત નથી. તારા બાપુ પણ કદાચ તારા આવા કાર્યને અનુમોદન નહિ આપે.'

રૂક્ષ કંઠે અપર્ણા બોલી : 'મારા બાપુના અનુમોદન કે વિરોધ પર તમારામાં આટલી શ્રદ્ધા છે, એ હું નહોતી જાણતી.'

નરેને હસીને કહ્યું : 'આવા મહાન પંડિતનો મત એ કંઇ ઉપેક્ષા કરવા જેવી વસ્તુ નથી.'

ક્રોધથી નયનો વક્ર કરીને અપર્ણા બોલી : 'તમારા હાથમાં કન્યા આપીને મારા બાપુએ અપરાધ કર્યો છે એમ ધારી, એમના જેવા દેશ માન્ય પંડિતની મશ્કરી કરવી તમારા માટે યોગ્ય નથી.'

ગંભીર ભાવે નરેન બોલ્યો : 'તું ખોટું સમજી છે, તારા પિતાની હું મશ્કરી નથી કરતો, શ્રદ્ધા કરું છું.'

અપર્ણાએ આશ્ચર્યપૂર્ણ ભાવે સ્વામીના વદન પર દૃષ્ટિ સ્થાપી. નરેને કહ્યું : 'પરંતુ આશ્ચર્ય એટલું જ છે કે એમના જેવા ઉદાર પંડિતની પુત્રી થઇને મનમાં આટલી નીચતા તેં ક્યાંથી સંઘરી?'

અપર્ણાએ ક્રોધથી મોઢું ફેરવી લીધું. ઘડીભર મૌન રહીને નરેન બોલ્યો : 'એ વાત જવા દે, તારે જે કંઇ કહેવું હોય તે કહે.'

અપર્ણા જરા અચકાઇને ધીરે ધીરે બોલી : 'તમે શું ભાભી પાસે એવું બોલ્યા છો, હું તમારી ઘૃણા કરું છું?'

નયનો વક્ર કરીને નરેને પ્રશ્ન કર્યો : 'શું નથી કરતી?'

સ્વામીના ચહેરા પ્રત્યે દૃષ્ટિ પડતાં જ અપર્ણાનું વદન આપો-આપ નીચું નમી પડયું. નરેને શ્લેષભર્યા હાસ્ય સહ કહ્યું :—'હું અસત્ય બોલ્યો છું, એવું તો તું પણ નહિ કહી શકે.'

કહીને તેણે અપર્ણાના વદન પર તીવ્ર દૃષ્ટિપાત કર્યો. અપર્ણાએ મોઢું ઊંચું કરી અભિમાન ભર્યા સ્વરે જરા દૃઢતા લાવી કહ્યું : 'ઘૃણાજનક કાર્ય કર્યા વગર કોઇ ઘૃણા ન કરે, એનો તો આપ પણ અસ્વીકાર નહિ કરો...'

નરેને કહ્યું : 'તારી ઘૃણા અને શ્રદ્ધા બંનેને હું સમાન ભાવે જોઉં છું, એ તારે સમજી લેવું આવશ્યક છે.'

એક અટ્ટહાસ્યથી વાતાવરણ ખળભળાવતો નરેન બહાર ચાલ્યો ગયો. અપર્ણા દાંત વચ્ચે હોઠ દબાવીને પ્રતિમા માફક ઊભી રહી.

ભોજનની થાળી હાથમાં લઇને મહામાયા આવી. ઘરમાં દૃષ્ટિ કરીને તે બોલી : 'લે, શું નરેનભાઇ ચાલ્યા ગયા છે?'

અપર્ણાએ ઉત્તર આપ્યો : 'હં...'

મહામાયાએ એના સામે ક્રોધભરી નજર કરતાં રોષ ગંભીર સ્વરે કહ્યું : 'મેં તેને કહ્યું નહોતું, જમવાનું લઈને હું આવું છું. તેં કહ્યું હતું ?'

નમેલા વદને અપર્ણાએ ઉત્તર આપ્યો : 'ના'

તિરસ્કાર ભરી કઠોર નજરે અપર્ણાને વીંધતી મહામાયા થાળી લઈને ચાલી ગઈ; અપર્ણાએ પણ ધીરે ધીરે પગ ઉપાડયો.

## ૧૮

**અંતઃપુરમાંથી** બહાર નીકળીને નરેન કચેરીમાં આવ્યો. ગોપીનાથે કેટલાક કાગળો સહી માટે રજૂ કર્યા. નરેને ચાર છ કાગળો પર સહી કરી વિરક્તભાવે બીજા કાગળો પાછા ઠેલ્યા અને ગોપીનાથને પ્રશ્ન કર્યો : 'બ્રહ્મોત્તર જમિનનો હિસાબ ક્યાં છે?'

જરા અચકાઈને ગોપીનાથ બોલ્યો : 'હિસાબના કાગળો તૈયાર થાય છે.'

ચીડાઈને નરેન બોલ્યો : 'હજી તૈયાર થાય છે? બધા આળસુના પીર લાગો છો.'

કહીને નરેને વિરક્તિ સૂચક મુખભાવ કર્યો. ગોપીનાથે હિસાબના કાગળો એકઠા કરતાં કહ્યું : 'સહેલાઈથી હિસાબ કેવી રીતે તૈયાર થાય નાનાબાબુ, નવી માપણી કરાવવી પડશે! ગંગાપુરના નાયબને સારો સરવેયર મોકલવા માટે લખી નાખ્યું છે.'

'ભારે બહાદુરી કરી.' કહી નરેન ઊભો થયો અને કઠોર સ્વરે બોલ્યો : 'સાત દિવસની અંદર મારે સંપૂર્ણ હિસાબ જોઈએ સમજ્યા! નહિ તો મારે નવા માણસો શોધવા પડશે.'

કહીને તે ઉતાવળે પગલે બહાર નીકળી બેઠકમાં ગયો. બેઠકમાં ત્યારે કોઈ નહોતું. નોકર બત્તી પ્રગટાવી બારી બારણા બંધ કરીને

ાલ્યો ગયો હતો. નરેને બત્તી જરા તેજ કરી એક પુસ્તક ાથમાં લીધું.

ઘણા એમ માને છે, પુસ્તક વાંચવાથી મનની ચંચળતા દૂર થાય છે. પરંતુ મન ચંચળ હોય ત્યારે પુસ્તક કેવું અકારું લાગે છે, એ ત્ય નરેન આજ બરાબર સમજી શક્યો. જે પુસ્તક એને અતિ પ્રિય ાતું અને એમાંનો જે જે ભાગ એને ખૂબ સુંદર જણાતો હતો... ો તે ભાગ વાંચવો શરુ કર્યો. પરંતુ એમાં એને સફળતા ન મળી, ાપેલા અક્ષરો જાણે આંખ સામે અદૃશ્ય રહ્યા કરતા. વિરક્ત ભાવે ારેને પુસ્તક દૂર ફેંકી દઈ આંખો બંધ કરી.

પ્રેમ, પ્રણય, પ્યાર આ બધું શું માયાના સ્વપ્ન સમાન છે? લ્પના સિવાય વાસ્તવ જગતમાં શું આનું કોઈ અસ્તિત્વ છે જ ાહિ? અથવા ધર્મપ્રાણ હિન્દુ સમાજે આ વસ્તુઓને પોતાની મર્યા-ાથી દૂર કરી શ્રદ્ધા અને ભક્તિને સ્થાન આપી ધાર્મિક હોવાનો દાવો જૂ કર્યો છે? પરંતુ ભક્તિ એ તો પ્રેમનું જ એક ઉચ્ચ સ્વરૂપ છે, અને મા પતિભક્તિ તથા પ્રતિવ્રતપણાએ તો હિન્દુરમણીને વિશ્વવિખ્યાત બનાવી છે. પણ અપર્ણાની પતિભક્તિ એ જો આદર્શ હોય, તો કહેવું પડશે, હિન્દુ સમાજની સાથે હિન્દુ રમણીના હૃદયનું પણ પરિવર્તન થઈ ગયું છે. જે દેશમાં સાવિત્રીએ વનવાસી અલ્પાયુ સત્યવાનને સ્વીકાર્યો હતો, સીતા પતિથી તરછોડાઈને પણ પતિ ધ્યાનમાં તન્મય બની હતી, ો જ દેશમાં શુચિત્વ ખાતર સ્વામી પ્રત્યે ઘૃણા રાખવી એ હિન્દુ મણીના આશ્ચર્યકારક પરિવર્તનનો પૂરાવો છે.

પરંતુ આતો જીવનનો મોટો અભિશાપ છે. આ અપ્રિય બોલનારી નેહમમતા વગરની પત્ની સાથે જો જીવનનો સમગ્ર માર્ગ ખેડવાનો ોય તો એના જેવું ભીષણ દરદ બીજું એક પણ નથી.

નરેનના માનસ પટ સામે અનેક પ્રશ્ન-ચિત્રો ખડાં થવા લાગ્યાં. પોતે એક જમિનદાર છે; પોતાની હકુમત નીચે ઘણાય કંગાલ પ્રજા-જનો છે...એમાં ઘણા તો એટલા દુ:ખી છે કે જેના દુ:ખની કલ્પના કરવી પણ અશક્ય છે. એકાદ વખત અધૂરું ભોજન મળે, કાળી મજૂરી કરવી પડે, અભાવ અને નિરાશા વચ્ચે જ જીવવું પડે...છતાં ત્યાં એક વસ્તુ કોઈ અમરજ્યોત માફક ઝળહળે છે. એ છે પત્નીનો પ્યાર. કોઈ પ્રકારની આશાવગરનો, કોઇ પ્રકારના વિરોધ વગરનો અને કોઈ પ્રકારના અભિમાન વગરનો નિર્મળ પ્રેમ જાણે એ કંગાલ કિસાનની ઝૂંપડીમાં જીંદગીના બધા સંતાપને આશ્વાસન આપતો રમી રહ્યો છે. જીંદગી ભાંગી નાખે એવા દુ:ખ વચ્ચે પણ એ માણસો કેવી તૃપ્તિ મેળવે છે?

ઘણા સમય પહેલાં જોયેલો એક પ્રસંગ નરેનની આંખ સામે ખડો થયો. મધ્યાન્હના સખત તાપમાં કામ કરીને થાકયો પાકયો શ્રીમંત પોતાની ઝૂંપડીમાં આવ્યો હતો, એનો દેહ પસીનાથી નીતરી રહ્યો હતો, પેટમાં ખાડો પડયો હતો, મોઢા પર પરિશ્રમનો થાક હતો પણ એની પત્ની સૈરવીએ એનો કેવો મીઠો સત્કાર કર્યો હતો? આહ, શ્રીમંતનો સઘળો થાક જાણે સૈરવીને જોતાં જ વિલય પામ્યો. હસતા નયને સૈરવીએ સ્વામીના પગધોયા,-છાસ ને ટાઢા ભાતની હાંડલી મૂકી, બેચાર વાતો કરી, બંને સાથે જ જમવા લાગ્યાં, જાણે સઘળી વેદનાઓ કોઈ માયાજાળ માફક ઊડી ગઈ અને પત્નીના પ્યારમાં શ્રીમંત કોઈ અપૂર્વ તૃપ્તિ અને પ્રફુલ્લતા મેળવવા લાગ્યો. ટાઢા અને ચીમળાઈ ગયેલા ભાત ખાવામાં એ લોકો કેટલો સંતોષ માનતાં હતા? આ પ્રસંગ જોઇને નરેન હસી પડયો હતો, પરંતુ આજ સમ-જાયું કે એ સંતોષ ચીમળાઈ ગયેલા ભાતમાં નહોતો, એની સામે બેઠેલી સૈરવીના મૃદુ મધુર હાસ્યમાં હતો. આગ્રહ પૂર્વક સ્વામીને જમાડવાની તમન્નામાં હતો.

અને એક દિવસે સામાન્ય વાંક ખાતર સૈરવી પર શ્રીમંતને પ્રહાર કરતો જોઈ નરેન ખૂબ રોષે ભરાયો હતો, પરંતુ ઘડીભર રડીને સૈરવી જ્યારે પ્રહાર યાતના વિસરી ગઈ અને ફરીવાર સ્વામી સેવામાં તત્પર થઇ, ત્યારે નરેન સૈરવી ઉપર ચીડાયા વગર રહી શક્યો નહોતો. પરંતુ આજ એ સમજ્યો, પોતાનો એ વખતનો ક્રોધ એક પ્રકારનો ભ્રમ હતો. સૈરવીએ સ્વામીની નિષ્ઠુરતાની ઉપેક્ષા કરીને યથાર્થ નારી ધર્મનું પાલન કર્યું હતું. તે સંસારની સત્તામાં પોતાની સત્તાનો મેળ રાખ્યા વગર અસહિષ્ણુ બની હોત, તો એ દુઃખી ઘરમાં અશાંતિનો એવો દાવાનળ પ્રગટ્યો હોત, કે તે કદી ઓલવાત નહિ અને એ બંને પ્રાણીઓ એમાં બળ્યા વગર રહેત નહિ. માત્ર આ એક સામાન્ય નારી પોતાના પ્રેમ અને સંતોષ વડે સંસારને એવી રીતે ઢાંકી રહી છે કે, પોતાના હૈયાની હળવી બળતરા પણ સ્વામીને સ્પર્શી શકતી નથી.

હાય, અપર્ણા અને સૈરવી વચ્ચે કેટલો તફાવત! સેંકડો અભાવ અને યાતના વચ્ચે પણ સૈરવી પોતાના નારી ધર્મનું ગૌરવ અખંડ રાખી રહી છે, સુખ અને ઐશ્વર્યના આસન પર બેસવા છતાં પણ અપર્ણા એ ગૌરવથી સાવ વંચિત રહી છે. ભાગ્યની કેવી વિડંબના!

પરંતુ આ વિડંબના કેવળ અપર્ણાને જ નથી ભોગવવી પડતી, આ તો નરેનના માર્ગ વચ્ચે પણ અંતરાય માફક ખડી છે, એના જીવનની પ્રત્યેક આશા ભાવનાઓને કચડી રહી છે. હાય, આવા નિષ્ફળ અને વેદના ભર્યા જીવન વડે સંસારનું કયું કાર્ય કરી શકાય?

ક્રોધ અને ક્ષોભથી નરેનના લલાટ પર કરચલીઓ વળી ગઇ. પોતે સૂઇ શક્યો નહિ, બંને હાથ વચ્ચે માથું દબાવીને બેસી રહ્યો. એકાએક યાદ આવ્યું, ઘણા દિવસોથી લલિતાને પત્ર લખ્યો નથી. આજ ભુપેનનો પત્ર આવ્યો છે, એને પણ જવાબ આપવો પડશે.

નરેને અસ્ત ભાવે ઊભા થઇ ટેબલ પાસે બેઠક લીધી અને કાગળ કલમ લઇ પત્ર લખવાની શરૂઆત કરી.

પ્રથમ લલિતાને પત્ર લખવાની શરૂઆત કરી. પરંતુ બેચાર વાકયો લખ્યા પછી, શું લખવું એ સૂઝયું નહિ. પોતાની વર્તમાન સ્થિતિ સ્પષ્ટ ભાવે લખવી ? વ્યર્થ જીવનની કરુણ કાહિની લખી જણાવવી ? જણાવવાની ઇચ્છા તો થાય છે, પણ એથી લાભ શું ? લાભમાં એટલું જ કે અપર્ણા એની આંખ સામે દોષિત બનશે... અને એથી પોતે પણ હલકા મનનો દેખાશે...ભવિષ્યમાં કોઇ પણ દિવસે લલિતા સામે ઊંચું માથું રાખીને ઊભા રહી શકાશે નહિ, કારણકે પોતે હિન્દુસમાજના ગર્વ સાથે હંમેશા બ્રાહ્મસમાજની સામે ફટકા લગાવતો ઊભો રહ્યો છે, આજ પોતાના વ્યર્થ જીવનની હકિકત જણાવે તો એ ફટકા પોતાની જ પીઠ પર પડે !

ના...ના...ના.

કાગળ કલમ દૂર કરીને તે બહારના વરંડામાં ગયો.

દેશમાં આવીને નરેન ખૂબ કંટાળી ગયો હતો. અંદરનું સુખ તો હતું જ નહિ, પણ બહારનો યે કોઇ આનંદ નહોતો. મિત્રનો અભાવ એને ખૂબ મૂંઝવતો. બીજા જમીનદારોનાં વિલાસભવનમાં ઘણા સાથીદારો હંમેશા દાયરો જમાવીને બેઠા હોય, પણ નરેનનો સ્વભાવ ન્યારો હતો. આથી એને ચોવટીયા અને વિલાસી સાથીદારો ગમતા જ નહિ. પરિણામે આવા વિશાળ ભવનમાં એને એકલું જ રહેવું પડતું.

આ એકલતા અસહ્ય થઇ પડવાથી તેણે કલકતા જવાનો નિર્ણય કર્યો હતો, પરંતુ ભાભીના વેદના ભર્યા મોઢા સામે જોઇને એને ચુપ થઇ જવું પડતું.

પરંતુ આજ એનાથી આ એકલતા સહી શકાઇ નહિ. ઘણા મનોમંથન પછી તેણે નક્કી કર્યું, ભાભીનો ગમે તેવો વિરોધ હોય તો પણ કલકતા ચાલ્યા જવું.

અંધકાર ઘેરાઇ ગયો હતો.

સંકલ્પ કરીને નરેન ધીરે ધીરે ઘરની અંદર ચાલ્યો ગયો.

## ૧૯

'નાની વહુ?'

'કેમ બહેન.'

'સાચું કહીશ?'

'તમારી પાસે તો કદી ખોટું નથી કહ્યું.'

'પણ મને લાગે છે કે આજ તું પહેલીવાર જૂઠું બોલીશ.'

કહીને મહામાયા આછું હસી. અપર્ણાએ માથું હલાવી કહ્યું: 'જરાપણ નહિ.'

ઘડીભર મૌન રહી મહામાયાએ પ્રશ્ન કર્યો: 'હં, મારા દિયર શું તારા પર પ્રેમ નથી રાખતા?'

કહીને તેણે અપર્ણાના મોઢાપર તીક્ષ્ણ નજર કરી. અપર્ણા મોઢું નીચું કરી હાથમાંની ચૂડીઓ ફેરવવા લાગી. મહામાયાએ જરા જોરથી કહ્યું: 'જવાબ દેને!'

અપર્ણાએ મોઢું વધુ નમાવીને ગંભીર સ્વરે જવાબ આપ્યો: 'હું નથી જાણતી.'

મહામાયાએ દાંત વચ્ચે હોઠ દબાવી કહ્યું: 'હં, મારી સામે અસત્ય નહોતું બોલવુંને?'

અપર્ણાએ આ વખતે શરમથી લાલ બની ગયેલા વદનને ઉંચું કરી જરા તીવ્રસ્વરે કહ્યું: 'બીજું કોઈ પ્રેમ રાખે છે કે નહિ, તે હું કેવી રીતે કહી શકું !'

મહામાયા આ વખતે હસી પડી; બોલી: 'તેં મને હસાવી મૂકી અપર્ણા, સ્વામી ચાહે છે કે નહિ, એ જાણવા માટે શું સ્ત્રીઓને કોઈ જોષી પાસે જવું પડતું હશે? હું પણ એક સ્ત્રી છું !'

અપર્ણા નીચું જોઇને મૌન બેસી રહી. મહામાયાએ ગંભીર સ્વરે કહ્યું: 'હું પણ સ્ત્રી છું, તું પણ સ્ત્રી છે, પરંતુ તારા સ્ત્રીપણાને ધન્ય છે નાની વહુ. તારી માફક કોઈપણ સ્ત્રી સ્વામીને દૂર ન રાખી શકે.'

મોઢું ભારે રાખીને અપર્ણા બોલી: 'એ ગમે તે હો, મારાથી અનાચાર અવિચાર સહી શકાતો નથી.'

ચીડાયેલા સ્વરે મહામાયાએ કહ્યું: 'તેથી જ તું આચાર અનાચાર સામે તારા ધર્મને છોડીને બેઠી લાગે છે.'

અપર્ણાએ કશો ઉત્તર ન આપ્યો. પલભર નીરવ રહીને મહામાયાએ ધીર ગંભીર સ્વરે પ્રશ્ન કર્યો: 'કોઇ પંડિત બ્રાહ્મણ સાથે તારાં લગ્ન થયાં હોત, તો સારું થાત કેમ?'

મૃદુ સ્વરે અપર્ણાએ ઉત્તર આપ્યો 'કદાચ.'

તીવ્ર ભ્રકુટી ચડાવીને મહામાયાએ મોઢું ફેરવી લીધું.

થોડીવાર પછી મહામાયાએ શ્લેષ ભર્યા સ્વરે કહ્યું: 'પરંતુ હવે તો એવો કોઈ માર્ગ નથી રહ્યો, નાની વહુ !'

અપર્ણાએ કઠોર સ્વરે કહ્યું: 'તો પછી એ વાતનો ઉલ્લેખ કરવો જ નકામો છે.'

મહામાયાએ ગંભીર ભાવે કહ્યું: 'જો અપર્ણા, સ્ત્રીના ગર્વની,

આચાર વિચારની, ધર્મની, બધા પ્રશ્નોની એકાદ સીમા હોય છે, અને એ સીમા છે સ્વામી.'

અપર્ણાએ કહ્યું: 'સ્વામી જો અધર્મ આચરે, તો સ્ત્રીએ પણ અધર્મ આચરવો ?'

કહીને તેણે ઉપહાસ ભર્યું હાસ્ય વેર્યું. મહામાયા શાંત સ્વરે બોલી: 'અધર્મ આચરવાનો અધિકાર નથી. પણ અધાર્મિક સ્વામીની ઘૃણા કરવાનો યે અધિકાર સ્ત્રીને નથી. કારણ કે, સ્ત્રી માટે સહુથી મહાન અધર્મ જ એ છે.'

અપર્ણા ગંભીર વદને બેસી રહી. તેના ખોળામાં રામાયણનો ગ્રંથ પડયો હતો, તે મૌનભાવે એના પાના ફેરવવા લાગી. મહામાયાએ કહ્યુ: 'પાના શા માટે ફેરવે છે, વાંચને.'

અપર્ણાએ અધૂરો રાખેલો પ્રસંગ શોધીને પુનઃ વાંચવો શરુ કર્યો.

"શ્રી રામેર બચને સીતાર ઓષ્ઠ કાંપે;
કહેન રામેર પ્રતિ કુપિત સંતાપે.
નિજ નારી રાખિતે જે ભય કરે મને;
તારે વીર બલે નાકો કોન ધીર જને.

તબ સંગે બેડાઈને કુશ-કાંટા ફૂટે;
તૃણ હેન બાસી તુમી થાકિલે નિકટે.
તબ સંગે થાકી યદી ધૂલી લાગે ગાય;
અગુરુ ચંદન ચૂયા જ્ઞાન કરી તાય.

તબ સહ થાકી યદી પાઈ તરુમૂલ;
સ્વર્ગ કીંબા ગૃહ નહે તાર સમતુલ.
ક્ષુધા-તૃષ્ણા લાગે યદી ભ્રમીયા કાનન;
શ્યામ રૂપ નિરખીયા કરીબ વારણ."

**ભાવાર્થ** : રામને વનવાસ જવાનું છે. સિતાજીને ન આવવા રામ કહે છે, એના ઉત્તરમાં સીતાજી કહે છે, પોતાની સ્ત્રીને સાથે રાખતાં જે પુરુષ ભય પામે છે તે કાયર છે. તમારી સાથે આવતાં મારા પગમાં કાંટા લાગશે તો હું એને ફૂલ માનીશ. મારા શરીર પર ધૂળ ચોંટશે તો હું એને અગર ચંદનનો લેપ સમજીશ. વૃક્ષના મૂળ પાસે રહેવું પડશે તો પણ મને સ્વર્ગ કે મહેલ સારા નહિ લાગે. ભૂખ અને તૃષા જણાશે તો તમારા દર્શનથી એ શમી જશે.

અપર્ણાનો સ્વર ગાઢ થઇ ગયો. મહામાયાએ છેડાવતી આંખો લૂછતાં ભારે સ્વરે કહ્યું : 'ખરી વસ્તુ આ છે ! પૃથ્વીમાં આ કરતાં મહાન આ કરતાં સુંદર અન્ય કશું નથી.'

એના હૃદયને ભાંગી એક નિશ્વાસ સરી પડયો. પોતે કંઇક સ્વસ્થ થાય એ પહેલાંજ નરેને અંદર આવી કહ્યું : 'ભાભી !'

અપર્ણા જરા આછું ઓઢી ઓરડા બહાર ચાલી ગઇ.

નરેને કહ્યું : 'આવતી કાલે હું કલકતા જવાનો છું.'

વિસ્મય સહ મહામાયાએ પ્રશ્ન કર્યો : 'કેમ એકાએક નરેન ભાઇ ?'

નરેને તીવ્ર સ્વરે કહ્યું : 'અહીં રહેવું મને ગમતું નથી'

ઘડીભર સ્તબ્ધ રહીને મહામાયાએ પૂછ્યું : 'શા માટે નથી ગમતું ?'

નરેને ગંભીર સ્વરે ઉત્તર આપ્યો 'એ પ્રશ્નનો ઉત્તર હું નથી આપી શકતો ભાભી !'

જરા હસીને મહામાયા બોલી : 'પણ હું એનો ઉત્તર આપી શકું એમ છું.'

'હું એ ઉત્તર સાંભળવા નથી ઇચ્છતો.'

કહીને નરેન જવા તૈયાર થયો. મહામાયાએ કહ્યું : 'જરા સાંભળો નરેનભાઇ.'

નરેન પાછો ફર્યો. મહામાયાએ કહ્યું : 'તમે જશો તો જમીનદારી કોણ સંભાળશે?'

'જેની જમીનદારી છે તે.'

'શું તમારી નથી?'

'એ વાતની ચોખવટ તો ઘણા સમય પહેલાં થઇ ગઇ છે.'

કહીને નરેન ઉતાવળે પગલે પોતાના ઓરડા તરફ ચાલ્યો ગયો.

ઘરની અંદર ઝાંખો દીવો ટમટમી રહ્યો હતો. એ પ્રકાશમાં ઘરની અંદરની કોઇ પણ વસ્તુ સ્પષ્ટ ભાવે જોઇ શકાતી નહિ, એવા ઝાંખા પ્રકાશમાં નરેને અંદર પ્રવેશ કરી એક આરામ ખુરશી પર બેઠક લીધી.

ના ના, જરૂર ચાલ્યા જવું જોઇએ. કોઇ પણ સંજોગોમાં સંકલ્પ તૂટવો ન જોઇએ. શા માટે તૂટે? અહીં એવું કોણ હતું? કઇ આશાએ આવા અરણ્ય સમા સ્થાનમાં પડયા રહેવું? જમીનદારીનો મોહ, પ્રભુત્વનો મોહ, એ કોઇ પણ વસ્તુ એના પ્રાણમાં શાંતિ ભરી શકે એમ નથી. એ તો કેવળ અશાંતિ અને અકળામણ જ ઊભી કરે છે. આ અકળામણમાંથી છૂટવા માટે ચાલ્યા જવા સિવાય કોઇ માર્ગ નથી. ભાભી રોષ કરશે, પણ ભાભીના રોષ ખાતર પોતાની જીંદગી આવી અશાંતિની આગમાં થોડી બાળી શકાય છે?

વિચાર ધારાનો પ્રવાહ પલટાયો—

પણ કલકત્તામાં જઇને શું કરવું? અભ્યાસ તો ઘણા સમયથી છોડી દીધો છે. પારકી ગુલામી કરી શકાય એમ નથી. તો પછી શા માટે કલકત્તા જવું? ત્યાં પણ પોતાનું કોણ છે? લલિતા—પણ

એની સાથે શો સંબંધ? એ બ્રાહ્મ છે—પોતે હિન્દુ છે. માત્ર ધર્માંતર પૂરતો જ અંતરાય નથી, પોતે વિવાહિત છે—લલિતા કુમારી છે. આ સ્થિતિમાં પોતે લલિતા પાસેથી શું મેળવી શકે? લલિતા ખાતર કદાચ ધર્મ ત્યાગ કરી શકાય, પરંતુ વિવાહિત જીવન ફેરવીને કૌમાર્ય મેળવી શકાય નહિ. અપર્ણાનો ત્યાગ કર્યા પછી લલિતા એને સ્વીકારે, એવી કોઈ સંભાવના નથી. એથી તો એક નારીને ત્યક્તા બનાવવાના પાપ સાથે લલિતા સામે ગુનેગાર બનીને ઊભું રહેવું પડે. એતો એક નવી વિટંબણા.

પરંતુ લલિતા ઘૃણા ન કરે તો પણ શું પોતે અપર્ણાનો ત્યાગ કરી શકે એમ છે? શા માટે નહિ? આ ક્યાં હૃદયનાં બંધન હતાં, ક્યાં જીવનનો મેળ હતો! અપર્ણાએ નથી સ્ત્રીનો અધિકાર સાચવ્યો... પોતે નથી પુરુષનો અધિકાર સાચવ્યો. એક રીતે તો અપર્ણા ત્યક્તા જ થયેલી છે. એટલે તરછોડેલી વસ્તુનો ત્યાગ કરવામાં લાભ નુકશાન શું હતું?

નુકશાન નથી, તેમ લાભ પણ નથી. ત્યાગની સાર્થકતા તો ત્યાં છે, જ્યાં ત્યાગ વચ્ચે પણ પોતાના લાભ તરફ અગ્રસર થઈ શકાય. પણ આ ત્યાગ તો સાવ નકામો છે. એથી તો જીંદગીની બધી દિશાઓ નિષ્ફળતાથી ભરાઈ જશે. નરેનનું ક્ષુબ્ધ હૃદય ભેદીને એક દીર્ઘ નિશ્વાસ નિકળ્યો. ખુરશી પર આડા પડખે આંખો બંધ કરીને તે પડયો હતો. દીપકનો ઝાંખો પ્રકાશ ઘરમાં વિષાદમય ગંભીરતા ફેલાવી રહ્યો હતો.

એકાએક પાછળથી એકાદ દબાયેલા નિશ્વાસનો શબ્દ સાંભળીને નરેન ચમકી ઊઠયો. પાછળ ફરીને જોતાં જ તે ચમકયો. બારણા પાસે એક છાયામૂર્તિ માફક અપર્ણા મૌન ભાવે ઊભી હતી. નરેને એ દિશા તરફ સ્થિર નજરે જોઈ ગાઢ સ્વરે સાદ કર્યો: 'અપર્ણા!'

જાણે વિદ્યુતના તીવ્ર આઘાતથી અપર્ણાનું સમગ્ર શરીર થરથર કંપી ઊઠયું. તેણે બંને હાથે કમાડ પકડી લીધું. એના રક્તહીન મુખ-મંડલ પર ઉદ્‌વેગની છાયા દેખાતી હતી. નરેને એ તરફ જોઇને ગંભીર સ્વરે કહ્યું: ' આવતી કાલે હું કલકતા જઉં છું. '

અપર્ણા નિરુતર રહી.

નરેને પૂછયું : ' તારે કંઈ કહેવું છે ? '

મૃદુ કંપિત કંઠે અપર્ણા બોલી : 'હા.'

' શું, કહે.'

અપર્ણાએ ઘડીક મૌન રહી ધીરે ધીરે કહ્યું : ' તમે શા માટે જાઓ છો ?'

ખુરશી પર પગનું આંદોલન કરતાં કરતાં નરેન બોલ્યો : ' અહીં રહેવું મને ગમતું નથી.'

' ત્યાં રહેવું ગમશે? ' અપર્ણાએ મોઢું ઊંચું કર્યું.

' હા.'

' ત્યાં ગમે એવું શું છે ? '

' આ પ્રશ્નનો ઉત્તર આપી શકતો નથી.'

' આપી શકો છો, પણ આપવો નથી.'

નરેન મૌન ભાવે ખુરશીના હાથાપર હાથ ફેરવવા લાગ્યો. ઘડીભર નીરવ રહીને અપર્ણા ધીરે ધીરે બોલી : ' પરંતુ હું એનો ઉત્તર આપી શકું છું.'

' શું ? '

' ત્યાં લલિતા છે, તેથી ગમશે. '

મયનો વક્ર કરીને નરેન બોલ્યો : 'એમ પણ હોય, પણ એથી તારે શું'

'કશું નહિ.'

'તો પછી આ બધું શા માટે કહે છે?'

'કહેવાનો અધિકાર નથી?'

'તારા માટે નથી.' કહીને નરેને મોઢું ફેરવ્યું. અપર્ણા ઘડીભર નીરવ ભાવે ઊભી રહી. ત્યાર પછી ધીરે ધીરે ચાલી ગઈ.

## ૨૦

'લલિતા!'

બારી પાસે બેસીને સંધ્યા પહેલાના ઝાંખા અજવાળામાં લલિતા એક નવલકથા વાંચી રહી હતી; મોટાભાઈના સાદથી તેણે દ્વાર તરફ જોયું, ભુપેને ઘરમાં દાખલ થઇ એક પત્ર બતાવતાં કહ્યું : 'ઘણા દિવસો પછી નરેને પત્ર લખ્યો છે.'

લલિતાએ તરત પ્રશ્ન કર્યો : 'શું લખે છે ? એમની તબિયત સારી છે ને ?

ભુપેને કહ્યું : 'ઘણું લખે છે. પણ એ શું કહેવા માગે છે, તે મારાથી સમજાતું નથી. તું જો સમજી શકતી હો તો વાંચ.'

કહીને ભુપેન બારી પાસે ઊભો રહ્યો. કાગળ સામે દૃષ્ટિ કરીને લલિતા બોલી : 'તમે સમજી શકતા નથી ને હું સમજી શકીશ ?'

હસીને ભુપેન બોલ્યો : 'મને લાગે છે કે તું સમજી શકીશ. એ જેવો કલ્પનાવાદી છે એવી જ તું પણ છે. એટલે જ તું સમજી શકીશ.'

કહીને ભુપેન કાગળ વાંચવા લાગ્યો :

'પ્રિય ભુપેન,

તારા ત્રણ પત્ર મળ્યા, પરંતુ એકેયનો ઉત્તર મારાથી આપી શકાયો નથી. તું મનમાં કશું ન લાવીશ. કામકાજની ઉપાધિના અંગે જ ઉત્તર આપી શક્યો નથી. સમય તો એટલો મળતો હતો

કે એને પસાર કરવાનું કોઇ કાર્ય સૂઝતું નહોતું. અને કામકાજ જરા પણ નહોતું, એવું યે નથી. પણ એ બધાં કામ કેવા હતાં એ જાણે છે ? કયાં કોણે મહેસૂલ નથી ભર્યું, કેવી રીતે મુકદ્દમો કરવાથી વિફરેલી પ્રજા ઠેકાણે આવે, કોની જમીન છીનવી લેવાથી જમીનદારીની આવક વધે, આવા બધાં કામ રહેતાં હતાં. એ સિવાય કોઇ નાસી ન જાય એ તપાસ રાખવાની, કોઈ ને કન્યાદાનમાં મદદ કરવાની, કોઇ સ્થળે નવી સ્કૂલ થતી હોય ત્યાં ફાળો ભરવો, આવા બધાં ઘણા કામ હતાં. આ બધાં કામ વચ્ચે કીર્તિ જરૂર મેળવી શકાય, પણ દિવસ પસાર કરી શકાય નહિ. એથી જ સમયની તુલનામાં કામ ઘણું ઓછું રહેતું.

કામ ન હોવા છતાં પણ તને પત્ર લખી શકયો નથી. લખવા જેવું કશું નહોતું એમ ધારીને નહિ, સમય નહોતો એમ પણ નહોતું.

હાં ભુપેન, જીવનમાં સૌથી મોટી સમસ્યા કઇ છે એ કહે જોઉં ? તું કદાચ દર્શનશાસ્ત્રનું ગંભીર તત્વ ઉપસ્થિત કરીને કહીશ–જીવનસંગ્રામમાં જય લાભ. પણ સંગ્રામ કોના માટે એ સમજાવી શકીશ ? મારી બેઠક સામેના બકુલ વૃક્ષ પર બેસીને જે પંખીઓ રોજ નવા નવા સુરથી ગીતો ગાયા કરે છે, એના જીવનમાં તો કોઇ સંગ્રામ જોઈ શકતો નથી. આ બધા ફૂલો સંધ્યા સમયે ખીલે છે, સવારે ખરી પડે છે. એના જીવનમાં કયો સંગ્રામ છે, એ કહી શકે છે ? અને વૃક્ષના પાંદડાને ડોલાવતો, ફૂલના કોમળ દેહને સ્પર્શ કરતો, વિશ્વની સઘળી સૌરભ સાથે રાખીને રમતો વાયુ કાન પાસેથી ચાલ્યો જાય છે, એમાં પણ કોઇ પ્રકારના સંગ્રામનો સુર નથી. તો પછી માણસના જીવનમાં જ સંગ્રામ શા માટે ? આ સંગ્રામમાં વિજય મેળવીને માણસ શું પામી શકે છે ? સુખ ? પણ સુખ જ એક પ્રકારની જટિલ શમસ્યા છે ભૂપેન.

ખરેખર ભુપેન, સુખ એ શું જટિલ પ્રશ્ન નથી? આ વસ્તુને કોણ નથી ઇચ્છતું? પૃથ્વીની સુશિક્ષિત સુસભ્ય જાતિથી માંડીને અસભ્ય બર્બર જાતિ પર્યંત બધા એ વસ્તુ મેળવવા માટે ઘોર સંગ્રામ કરી રહ્યા છે. પરંતુ કોઇએ પૂરેપૂરૂં સુખ મેળવ્યું હોય એવું તેં સાંભળ્યું છે? નથી મળતું એમ ધારીને ઘણા માણસો આ સંગ્રામનો ત્યાગ કરી કોઇ અજાણ્યા સુખની કલ્પનામાં સંસાર છોડીને ચાલ્યા જાય છે, વનમાં, પહાડોમાં, નિર્જન ગુફાઓમાં બેસીને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી આત્મપીડન કરતાં અચકાતા નથી. પરંતુ આ લોકો પણ સુખને સંપૂર્ણપણે શું મેળવી શક્યા છે? હું માનું છું કે નથી મેળવી શક્યા; છતાં પણ લોકો એ વસ્તુની આશા છોડતા નથી. ધનવાન પોતાની સુરમ્ય અટ્ટાલિકામાં બેસીને વિલાસના હજારો ઉપકરણ વડે સુખને મેળવવા માટે જેમ દિવસ રાત મથે છે તેમ દીન દરિદ્ર ભિખારી પણ પોતાની જીર્ણ કંથામાં સુખની ગાંઠડી બાંધવાની કલ્પના સાથે વિભોર બન્યો રહે છે. છતાં કોઇને સફળતા મળતી નથી. એટલે આ સુખ શું જીવનની એક જટિલ શમસ્યા નથી કે? પૃથ્વીના પ્રારંભ કાળથી જ આ શમસ્યા ચાલી આવતી હોય એવું મને લાગે છે, આ જ પણ એની મીમાંસા થઈ નથી. કદી થશે ખરી?

મારી વાત સાંભળીને કદાચ તું હસવાનો. પરંતુ હસે કે ગમે તે કરે, હું ટૂંક સમયમાં તારી પાસે આવીને આ પ્રશ્નની મીમાંસા કર્યા વગર રહેવાનો નથી.

આશા રાખું છું કે તું મઝામાં હઇશ. લલિતા મઝામાં છે ને? અસ્તુ.'

કાગળ પૂરો વાંચીને ભુપેને લલિતા સામે જોયું. લલિતાનું વદન અતિ ગંભીર થઈ ગયું હતું. જરા હસીને ભુપેને કહ્યું :

'લે, તારું મોઢું પણ કોઇ કલ્પનાવાદી જેવું ગંભીર બની ગયું છે. તું કશું સમજી?'

ગંભીર સ્વરે લલિતા બોલી! 'જરા જરા!'

આગ્રહ સહિત ભુપેને પ્રશ્ન કર્યો, 'શું સમજી કહે જોઉં...'

લલિતાએ કહ્યું : 'નરેનબાબુના જીવનમાં વિપ્લવ થયો હોય એમ લાગે છે.'

ભુપેને કહ્યું : 'રાષ્ટ્ર વિપ્લવ, સમાજ વિપ્લવ, આ બધા વિપ્લવ તો હું જાણું છું; પણ જીવન વિપ્લવ કેવો હોય એની મને ખબર નથી.'

લલિતાએ ક્ષણકાળ નીરવ રહી વિષાદ ગંભીર સ્વરે કહ્યું : 'નરેનબાબુ ઘણા દુઃખી છે ભાઇ.'

ભુપેનનું હાસ્ય-પ્રફુલ્લવદન જરા ઝાંખુ થઇ ગયું, તેણે પ્રશ્ન કર્યો : 'શું એમ છે?'

'હા, એમને અહીં આવવાનું લખી નાખો ભાઇ.'

'લખવું નહિ પડે, એ પોતે જ આવવાનું જણાવે છે. પરંતુ જો ખરેખર એ દુઃખી હશે, તો અહીં આવીને એ શું કરી શકશે?'

ચિંતા ભર્યા સ્વરે લલિતા બોલી : 'એ હું કહી શકતી નથી, છતાં તેઓ એકવાર આવે તો સારું.'

કહીને તેણે બારી પાસે એક ખુરશી ખેંચી બેઠક લીધી. માર્ગ-પર આવેલા ઊંચા મકાનોની ટોચે સંધ્યાનો છેલ્લો પ્રકાશ નાચી રહ્યો હતો. એ તરફ દ્રષ્ટિ રાખીને ભુપેને પૂછ્યું : 'આજ કેમ રહ્યું છે લલિ?'

મૃદુ સ્વરે લલિતાએ જવાબ આપ્યો: 'આજ ઠીક છે.'

' માથાનો દુઃખાવો ?'

' સામાન્ય. '

' છતાં તું પુસ્તક લઈને બેઠી છે. '

મૃદુ હાસ્ય સહ લલિતા બોલી: ' આ તો એક નવલકથા છે. '

જરા રૂક્ષ સ્વરે ભુપેન બોલ્યો: ' નવલકથા શું ચોપડી નથી? જો લલિ, તું કોઈનું કહ્યું માનતી નથી. દાક્તરે વાંચવા લખવાની ના નથી પાડી ?'

' ભાઈ, તમે જ ભારે છો. સામાન્ય વ્યાધિમાં તો તમે દાકતરને બોલાવીને આખા ઘરને હોસ્પીટલના રૂપમાં ફેરવી નાખ્યું છે. '

' મેં ભૂલ કરી છે. દરદ મર્યાદા વટાવી જાય ત્યાં સુધી ધીરજ રાખવાનું બળ મારામાં નથી. '

' તમે રોષ ન કરો ભાઈ, સ્ત્રીઓને સામાન્ય અસુખ હોય એમાં આટલી બધી ધમાલ શી ? '

' દરદ સામે સ્ત્રી પુરુષનો ભેદ નથી હોતો. તેમ તું કંઈ અન્ય કોઈ નથી, મારી બહેન છે. '

લલિતાએ લાડ ભર્યા સ્વરે કહ્યું: ' એથી શું એકાદ વાર્તા પણ ન વાંચી શકાય? નવરા બેસીને સમય કેવી રીતે કાઢવો ? '

' જે લોકોને વાંચતાં લખતાં નથી આવડતું એ લોકો કેવી રીતે સમય પસાર કરતા હશે ? '

' ઘર કામ કરીને. તમે કહોતો હું એમ કરું. ' કહીને લલિતા હળવું હસી.

ભુપેને પણ હસીને કહ્યું: ' મારો હુકમ નથી એટલે જ તું ઘરકામ નહિ કરતી હોય, કેમ ? '

'એટલે શું મને ઘરકામ નથી આવડતું ?'

'એ બાબતમાં મારી ધારણા સંદેહ વગરની છે.'

મોઢું ગંભીર કરીને લલિતા બોલી: 'વાહ ! હું તો જાણે સાવ નાની છોકરી જ છું.'

ભુપેને હાસ્ય તરલ સ્વરે કહ્યું: 'ના. તારી ઉમ્મર સતર વર્ષમાં એક દિવસ પણ ઓછી નથી.'

ભાઇના ચહેરા પર કૃત્રિમ રોષ ભર્યો કટાક્ષ કરતાં લલિતા બોલી : 'તમે શું મને એટલી નબળી માનો છો? આવતી કાલથી હું રસોઇ કરી શકું છું કે નહિ, એ જોઇ લેજો.'

ભુપેને કહ્યું : 'સારું, પરંતુ એવી ઉતાવળ કરવાની જરૂર નથી. પ્રથમ તું સ્વસ્થ થા, ત્યાર પછી ચંપટી સાહેબને નિમંત્રણ આપી તારી પાક-કળા દેખાડજે.'

લલિતાએ શુષ્ક હાસ્ય વેરીને બારી તરફ દૃષ્ટિ ફેરવી.

## ૨૧

ભુપેને ઘડિક મૌન રહીને ધીરે ધીરે કહ્યું : ' હાં લલિ ? '

લલિતાએ ભાઇ સામે જોયું. પણ ભુપેન કશું બોલ્યો નહિ, ટેબલ પરથી એક કાગળ લઇને વાંચવા લાગ્યો. લલિતાએ પૂછ્યું : ' શું કહો છો ? '

ભુપેને જરા અચકાતાં અચકાતાં કહ્યું ; ' હું એ કહેતો હતો ! લીલા તને કેવી લાગે છે ? '

લલિતાએ મૃદુહાસ્ય સહ જવાબ આપ્યો : ' ખૂબ સરસ લાગે છે. સુંદર છે. '

' તારા કરતાં પણ વધારે ? '

લલિતાએ જોર પૂર્વક કહ્યું : ' એકસો એક વાર. હું તો એની પાસે ઊભી પણ ન રહી શકું. '

' આટલું બધું ! ' કહીને ભુપેને હાથમાનો કાગળ બહાર ફેંકી દીધો. પછી કહ્યું : ' પણ કવિ લોકો કહે છે એમ કોયલ જેવી વાણી, તલના ફૂલ જેવું નાક, વગેરે તો કશું જોઇ શકાતું નથી.'

લલિતાએ સ્વાભાવિક સ્વરે કહ્યું : ' મશ્કરી ન કરો ભાઈ, ખરેખર લીલા અપૂર્વ સુંદરી છે.'

'તું પણ એની મહાન પ્રસંશક દેખાય છે. પરંતુ દુઃખનો વિષય છે તે અત્યારે અહીં નથી.'

'હોત તો શું ? પુરસ્કાર આપત ?'

'આવા પ્રસંશકને પુરસ્કાર આપ્યા વગર કોઇ ન રહી શકે.'

'એનો પુરસ્કાર તમે જ આપોને ત્યારે.'

'હું...હું શું આપું ?'

'હું જે માગું તે.'

'અડધું રાજ્ય તો નહિ ને ?'

'એના કરતાં યે વધુ.'

જરા હસીને ભુપેન બોલ્યો : 'પેલા બલિરાજાની ત્રિપાદ ભૂમિ તો નહિ ને ?'

'કંઇક એવું જ.'

'સર્વનાશ ! તું શું ઇચ્છે છે લલિ ?'

લલિતાએ કહ્યું : 'હું તમારી બહેન જેવું જ માગીશ, વધુ કંઈ નહિ હોય.'

'સારું, તારી પ્રાર્થના શી છે એ તો કહે.'

ભાઇના ચહેરા પર હાસ્ય પ્રફુલ્લ દ્રષ્ટિ કરીને લલિતા બોલી : 'લીલાને જલદી મારી ભાભીના સ્થાને બેસાડો.'

ભુપેનનો ચહેરો ગંભીર થઇ ગયો. તેણે એકદમ લલિતાની તીક્ષ્ણ દૃષ્ટિમાંથી મોઢું ફેરવી લીધું. લલિતાએ કહ્યું : 'શું કહો છો ભાઇ ?'

ભુપેને ચિંતાભર્યા સ્વરે કહ્યું : 'હજી સુધી મેં એ લોકો સામે આ સબંધી કશી વાત નથી મૂકી લલિ.'

'વાત મૂકશો તો નિષ્ફળતા નહિ મળે એવો મને વિશ્વાસ છે.'

ચિંતા ગંભીર સ્વરે ભુપેન બોલ્યો : 'પરંતુ એ સફળતાનો આધાર બીજી એક વાતના ઉત્તર ઉપર રહ્યો છે.'

કહીને તેણે લલિતા સામે તીક્ષ્ણ નજરે જોયું. લલિતા નીચી નજરે જોઇને શું ઉત્તર આપવો એ વિચારવા લાગી. પરંતુ એ ઉત્તર આપે તે પહેલાં જ બહારના દરવાજા પાસે મોટર ઊભી રહ્યાનો અવાજ આવ્યો. પુસ્તક દૂર મૂકી તે ઊભી થઇ અને બારણા પાસે આવતાં જ એક રૂપવતી તરુણીને જોતાં બોલી ઊઠી : 'આશ્ચર્ય ! હમણા તમને જ સંભારતા હતા.'

'મારું સૌભાગ્ય' કહીને યુવતી જરા હસી અને ભુપેન તરફ સહાસ્ય દૃષ્ટિ નાખી નમસ્કાર કર્યા. લલિતાએ એનો હાથ પકડી સોફા પર બેઠક આપી; ભુપેને સ્વીચ દબાવી બત્તી કરી. એ ઉજ્વળ પ્રકાશમાં ભૂપેન જોઇ શક્યો, ખરેખર લીલા સુંદરી છે; એના ગંભીર વદન પર સ્થીર બનેલું રૂપ વિજળીના તેજને પણ ઝાંખું કરી રહ્યું છે. એક પળમાં એ સૌન્દર્યનું પાન કરીને ભુપેન ધીરે ધીરે ખંડ બહાર ચાલ્યો ગયો.

લલિતાએ બાજુની એક ખુરસી પર બેઠક લેતાં કહ્યું : 'આ સમયે આપ આવશો એવી આશા મેં નહોતી રાખી.'

એક ગંભીર હાસ્ય હસીને લીલાએ ઉત્તર આપ્યો : 'અત્યારે મારે આવવું પડશે એવો મને પણ ખ્યાલ નહોતો. માત્ર આપને જોવા આવી છું, આપની તબિયત નરમ હોવાનું...'

'ના ના, એવું કંઈ ખાસ નથી, સામાન્ય માથું દુ:ખતું હતું.'

'તો તો સારું, મારા ભાઇ તો અસુખના સમાચાર સાંભળીને અડધા પાગલ થઈ ગયા હતા.'

કહીને તેણે લલિતા સામે દૃષ્ટિ કરી. લલિતાના કપાળ પર કરચલીઓ વળી ગઇ હતી, તેણે મોઢું ફેરવી લીધું. લીલાએ ખૂબ કાળજી પૂર્વક લલિતાના મુખભાવનું પરિવર્તન નિહાળ્યું. ત્યાર પછી તે ગંભીર સ્વરે બોલી : 'મારા ભાઇ પણ આવ્યા છે. તેઓ બાજુમાં જ કંઇક કામે ગયા છે. હમણા જ આવશે.'

લલિતા મૌન બેસી રહી. એનો આ મૌન ભાવ લીલાને ગમ્યો નહિ. તેણે જરા અચકાઇને કહ્યું : 'આપની તબિયત સારી નથી જણાતી. મેં આવીને આપને વિરક્ત કર્યા...'

'ના ના, એવું આપ મનમાં ન લાવશો, આપને જોઇને મને ખૂબ આનંદ થયો છે.'

હળવા શ્લેષ સાથે લીલા બોલી : 'પણ આપના ભાઇને મારા આગમનથી આનંદ થયો હોય એમ નથી લાગતું.'

લલિતાએ કહ્યું: ' આપનો આ સંદેહ સાવ ખોટો છે. '

' પણ મને તો ખરો લાગે છે, નહિ તો તેઓ અહીંથી ચાલ્યા ન જાત. '

લલિતા આ અભિયોગનો ઉત્તર આપી શકી નહિ. લીલાએ ઘડીક નીરવ રહીને ગંભીર સ્વરે કહ્યું : ' ખાસ કરીને શિષ્ટાચાર ખાતર પણ તમારા ભાઇએ અહીંથી ચાલ્યા જવું જોઇતું નહોતું. '

લલિતા મૌન રહી. લીલાએ જરા કઠોર સ્વરે કહ્યું: ' આપ રોષ ન કરશો, અંગ્રેજો સાથે હળ્યામળ્યા વગર શિષ્ટાચાર શીખી શકાતો નથી.'

જરા રૂઢસ્વરે લલિતા બોલી : ' આપના ભાઇ અંગ્રેજો સાથે રહીને શિષ્ટાચાર પચાવી ગયા લાગે છે !'

જરા તીવ્રસ્વરે લીલા બોલી : ' જરૂર ! ભુપેનબાબુએ મારા ભાઈ સાથે થોડા દિવસ રહીને શિક્ષણ લેવું જરૂરી છે.'

શ્લેષભર્યું તીવ્ર હાસ્ય કરીને લલિતા બોલી : ' આ આપની ખોટી ધારણા છે. મારા ભાઇના શિક્ષણ આગળ આપના ભાઈ ઊભા પણ ન રહી શકે.'

લીલા ઉત્તેજીત ભાવે કંઇક કહેવા જતી હતી પણ એ પહેલાં જ ચંપટી સાહેબે દ્વાર પાસે ઊભા રહી હાસ્ય પ્રફુલ્લ સ્વરે કહ્યું : ' આ વાતનો પ્રતિવાદ હું નથી કરતો લીલા, બલ્કે સમર્થન કરું છું.'

લીલાના નયનવદનમાંથી જાણે આગ વરસવા લાગી. દ્વાર તરફ સળગતી નજરે જોઇને તેણે દૃષ્ટિ ફેરવી લીધી. લલિતાનું વદન પણ લજ્જાથી લાલ થઈ ગયું. ચંપટી સાહેબે હસતા હસતા અંદર આવી લલિતાની બાજુની ખુરશી પર બેઠક લીધી અને કહ્યું: ' ખરેખર લીલા, ભુપેન જેવો ચારિત્રવાન યુવક ભાગ્યે જ દેખાય છે; અને એથી જ એ મારા કરતાં નાનો હોવા છતાં હું એના પ્રત્યે શ્રદ્ધા રાખું છું.'

ત્યારપછી તેમણે ખંડમાં ચારે તરફ જોઇને કહ્યું: ' ભુપેન ક્યાં ગયો છે ?'

' ઘરમાં જ છે, બોલાવું છું' કહીને લલિતા ઊભી થવા ગઇ. ચંપટી સાહેબે તરત કહ્યું : ' તારે કષ્ટ ઉઠાવવાની જરૂર નથી, અમારે હમણા જ જવાનું છે, તને આજ કેમ રહ્યું છે ?'

' ઠીક છે.'

' હું તો સાંભળીને ખૂબ ગભરાઈ ગયો હતો.'

લલિતા મોઢું ફેરવી બેસી રહી. ચંપટી સાહેબે એના વદન

તરફ પ્યાસભરી દ્રષ્ટિ કરતાં કહ્યું : 'તારે આ સ્થિતિમાં ખુલ્લી હવા લેવા ખાતર થોડુંક ફરવું જરૂરી છે.'

લલિતાએ આનો કોઇ ઉત્તર ન આપ્યો. ચંપટી સાહેબે એના મૌન વચ્ચે ઉપેક્ષાનો ભાવ જોઇને પણ કહ્યું: 'કાલ સંધ્યા વખતે મોટર મોકલાવું ?'

ભાઇની અસ્વાભાવિક સહિષ્ણુતા જોઇને લીલા જાણે વિચલિત બની ગઈ; તેણે તીરસ્કાર ભરી નજરે ભાઇ સામે જોયું. લલિતા એ દ્રષ્ટિનો અર્થ સમજી ગઇ. તે તરત બોલી ઊઠી : 'આપને ધન્યવાદ. પરંતુ એકલી મોટર મોકલ્યે નહિ ચાલે, આપને પણ આવવું પડશે.'

'આનંદ સાહિત.' કહીને ચંપટી સાહેબે એના વદન પર હાસ્ય પ્રફુલ્લ દ્રષ્ટિ કરી. લલિતા શરમ ભર્યું હાસ્ય હસીને નીચું જોઇ ગઈ. લીલા ઝાંખા વદને બેસી રહી.

એ સમયે ભુપેને ધીરે ધીરે ઘરમાં પ્રવેશ કર્યો. ચંપટી સાહેબ બોલી ઊઠયા : 'આ રહ્યો ભુપેન, તું પણ અજબ છે! અત્યાર સુધી કયાં હતો? લીલા તો તારા વ્યવહારથી ભારે વિરકત બની ગઈ છે.'

મૃદુ હાસ્ય સહ ભુપેન બોલ્યો : 'એ બદલ હું એમની ક્ષમા માગું છું.'

ચંપટી સાહેબ બેઠા હતા. એકદમ ઉભા થઇ ગયા અને ઉત્સાહ પૂર્વક બોલી ઊઠયા : 'બસ, હવે બધો ઝઘડો પતી ગયો. ખરું ને લીલા, આના ઉપર કશું કહી શકાય નહિ. તું ના કહીશ તો પણ હું ક્ષમા આપ્યા વગર રહી શકતો નથી.'

આ શબ્દોથી લલિતા હસી પડી; લીલા પણ હસ્યા વગર રહી શકી નહિ. ત્યારપછી ચંપટી સાહેબ હસતા વદને વિદાય માગીને લીલા સાથે ચાલ્યા ગયા.

એ લોકોના ગયા પછી લલિતાએ ઠપકા ભર્યા સ્વરે કહ્યું : ' ભાઈ, આ તમારો ભારે અન્યાય છે. '

' કયો અન્યાય લલિ ? '

લલિતાએ મોઢું ભારમાં રાખી કહ્યું : 'તમે આ રીતે ચાલ્યા ગયા-ના ભાઇ, તમારા આ વ્યવહારને હું અનુમોદન આપી શકતી નથી. '

ભુપેન આછું હસ્યો. લલિતા ભારમાં મોઢું રાખીને ખંડ બહાર ચાલી ગઈ.

## ૨૨

ચંપટી સાહેબના પ્રશ્નનો ઉત્તર આપતાં લલિતા બોલી : ' આપ મને માફ નહિ કરી શકો, ચંપટી સાહેબ ? '

ચંપટી સાહેબનો ચહેરો પીળો પડી ગયો, તેમણે કરુણ અને ઝાંખી દૃષ્ટિથી લલિતા સામે જોઈ વ્યથિત સ્વરે કહ્યું : ' એથી જો તને સુખ થતું હોય તો એમ કરવા હું તૈયાર છું, પરંતુ મારો પ્રેમ તારા માટે અયોગ્ય નથી, એટલી આશા તો હું રાખી શકું છું ને ? '

લલિતા મૌન બેસી રહી. એના ચહેરા પર વિચારોની રેખાઓ રમી રહી હતી. સામેની ગંગાના ચંચળ પટ પર સંધ્યાના સૂર્યની સુવર્ણધારા વરસી રહી હતી; તરંગના આંદોલન સાથે સુવર્ણસ્રોત નાચી રહ્યો હતો. દૂર દૂર ક્ષિતિજમાં આકાશે આછો લાલ રંગ ધારણ કર્યો હતો. ચંપટી સાહેબ બાંકડા પર ટેકો દઇને એ તરફ જોઇ રહ્યા. સામેથી શ્વેતાંગ નરનારીઓનાં ટોળાં જઇ રહ્યાં હતાં. એ લોકોનો હાસ્ય કલરવ સ્પષ્ટ ભાવે સંભળાઈ રહ્યો હતો. એક ફિરંગી જુવાન લલિતા સામે વક્ર કટાક્ષ કરતો ચાલ્યો ગયો. લલિતા મોઢું ફેરવીને જરા અકળાઇ. ચંપટી સાહેબે કહ્યું ' તને ભય લાગે છે લલિતા ? '

ઉપેક્ષા ભર્યા સ્વરે લલિતા બોલી : ' ના. '

ચંપટી સાહેબે જરા સ્વસ્થ થઇને કહ્યું : ' ૭ વાગી ગયા છે; હવે ઊઠશું ? '

'જરા વાર બેઠા છીએ.'

ચંપટી સાહેબ દૂર દૂરના સૂર્યાસ્ત તરફ દૃષ્ટિ સ્થાપીને બેસી રહ્યા. આકાશની રેખાઓ ધીમે ધીમે ઝાંખી થવા લાગી; અંધકારની આછી છાયાએ પ્રકાશનું સ્થાન લેવા માંડ્યું. ચંપટી સાહેબને થયું, નિરાશાની ગંભીરતા વચ્ચે આશાનું અસ્તિત્વ ડૂબી રહ્યું છે, મૃત્યુની શ્યામ છાયાએ આવીને જીવનના પ્રકાશને બુઝવી દીધો છે. જાણે કોઇ ગંભીર નિરાનંદના આવરણ પાછળ, જગતની સઘળી આશા, સઘળો આનંદ હટાઇ ગયો હતો. ચંપટી સાહેબના હૃદયને કંપાવીને એક દીર્ઘ નિશ્વાસ નીકળ્યો. હાય,—બાળવા સિવાય શું રૂપમાં બીજી કોઇ સાર્થકતા નથી?

એકાએક લલિતાએ કહ્યું : 'ચંપટી સાહેબ!'

આ આહ્વાનથી ચંપટી સાહેબ ધ્રૂજી ઊઠ્યા. લલિતાએ કહ્યું : 'પ્રેમ એ શું આકાશ કુસુમ જેવી વસ્તુ નથી?'

ચંપટી સાહેબ વિસ્મય ભરી નજરે લલિતા સામે જોઇ રહ્યા. લલિતાએ નમેલા વદને સહાસ્ય સ્વરે કહ્યું : 'મને તો એમ જ લાગે છે, પ્રેમ એ કોઇ સ્વપ્ન-કલ્પના છે.'

વિસ્મય ભર્યા સ્વરે ચંપટી સાહેબે પ્રશ્ન કર્યો : 'તો પછી તું કઇ વસ્તુને સત્ય માને છે લલિતા?'

'મને તો લાગે છે આમાં જે કંઇ સત્ય છે, તે મોહ છે. જે રૂપનો મોહ પણ હોઇ શકે અને ગુણનો મોહ પણ હોઇ શકે.'

જરા હસીને ચંપટી સાહેબ બોલ્યા: 'તારી આ ખોટી ધારણાનો મારે પ્રતિવાદ કરવો પડશે. કારણ કે મોહ અને પ્રેમ જુદી જુદી

વસ્તુ છે. મારે એટલું કબૂલ કરવું જોઇએ કે અંગ્રેજી 'લવ' ને જે રીતે સમજવામાં આવે છે તે મોહ હોઇ શકે. પરંતુ જે પ્રકૃત પ્રેમ છે એની સાથે મોહનો સંપર્ક હોઇ શકે નહિ.'

લલિતા મૃદુ હસી. ચંપટી સાહેબ ગંભીર સ્વરે બોલ્યા: 'દાખલા તરીકે, તું તારા ભાઇને ચાહે છે, એ પ્રેમને કોઇ પણ રીતે મોહ કહી શકાય નહિ, એ તો પ્રકૃતિનું ન છેદી શકાય એવું આકર્ષણ છે. ભુપેન રૂપવાન હોય કે કુરૂપ હોય, ગુણવાન હોય કે નિર્ગુણ હોય, એને ચહાવો જ પડશે. પ્રકૃતિના આ આકર્ષણને કોઇ પણ ઉપાયે ખાળી શકાશે નહિ.'

લલિતાએ કહ્યું: 'એ તો એક લોહીનું સ્વાભાવિક આકર્ષણ છે. મારા ભાઈને સુખી કરવા ખાતર હું મારા સ્વાર્થનો ત્યાગ કરી શકું, અને મારા સુખ ખાતર મારા ભાઇ પણ સ્વાર્થ ત્યાગ કરી શકે. પરંતુ બીજાઓ એ રીતે કરી શકે છે?'

ચંપટી સાહેબે કહ્યું: 'હા, જે ચાહે તે જરૂર કરી શકે છે.'

લલિતા બોલી: 'માફ કરજો, એ ત્યાગ વચ્ચે હું તો મોહનું જ આકર્ષણ જોઉં છું, કદાચ મારા સૌન્દર્યના મોહથી આકર્ષાઇને કોઇ સ્વાર્થ ત્યાગ કરવા તૈયાર થાય.'

ચંપટી સાહેબનો ચહેરો લાલ થઇ ગયો. તેમણે ગંભીર સ્વરે કહ્યું: 'તારી આ માન્યતા પણ ભૂલ ભરી છે. ન કરે નારાયણ, પણ કોઇ દિવસે જો તારું સૌન્દર્ય વિકૃત બને, અને તે વખતે પણ જો કોઇ તારી સામે આવીને પ્રેમનો પરિચય આપી શકે......'

કહીને તેમણે લલિતા સામે જોયું, લલિતાએ નીચી નજરે જોતાં ઊભા થઇને કહ્યું: 'ઓહ, સંધ્યા થઇ ગઇ છે.'

એક નિશ્વાસ નાખીને ચંપટી સાહેબ ઊભા થયા, અને

લલિતા સાથે મૌન ભાવે મોટરમાં બેઠા. ત્યારે ચૌરંગીનો રાજમાર્ગ પ્રકાશ–પ્રદીપની માળા પહેરીને હસી રહ્યો હતો; એ પ્રકાશમાળા વચ્ચેથી હૃદયમાં બોજ ભરીને બંને જઇ રહ્યાં.

દરવાજા પાસે ગાડી ઊભી રહી. લલિતાએ જોયું, ભુપેન દરવાજા પાસે ઊભો છે. લલિતાને જોઇને ભુપેન બોલી ઊઠયો : 'નરેન આવ્યો છે લલિ, અત્યાર સુધી તારી રાહ જોઇને હમણાં જ ગયો.'

લલિતાએ ગાડીમાંથી ઉતરતાં ઉતરતાં ભાઇ સામે ચમકિત દ્રષ્ટિ કરીને કહ્યું : 'ચાલ્યા ગયા?'

ભુપેને હસીને કહ્યું : 'તું તો એકદમ અવાક થઇ ગઇ? એ તો આજે જ આવ્યો છે. આવતી કાલે સવારે એને ચાપાનનું નિમંત્રણ આપ્યું છે.'

પોતાનો ચમકિત ભાવ સંભાળી લઇને લલિતા ગાડીમાંથી નીચે ઉતરી અને ચંપટી સાહેબ પ્રત્યે મધુર દ્રષ્ટિ કરતાં બોલી : 'આશા રાખું છું કે આપ કાલ સવારે...'

ચંપટી સાહેબ વચ્ચે જ પ્રફુલ્લ ભાવે બોલ્યા : 'આનંદ સહિત' કહીને ચંપટી સાહેબે હાથ ઉંચો કરી ગાડી ચલાવી.

## ૨૩

કલકત્તા જવાના અસ્થિર સંકલ્પ સાથે નરેન જ્યારે પથારીમાંથી ઊઠયો, ત્યારે તેનું માથું ભારે અને શરીર તૂટી રહ્યું હતું. આ શું, તાવ તો નથી આવ્યો ને? નરેને પોતાની નાડી તપાસી. નાડી કંઇક ભારે અને દ્રુત હતી. નરેને એકદમ બહાર આવી દાક્તરને બોલાવ્યો.

દાક્તરે આવી તપાસ કરીને કહ્યું : 'હા, તાવ છે.'

નરેનનો ચહેરો ભયથી ઝાંખો પડી ગયો, તેણે પૂછ્યું : 'શું મેલેરિયા છે?'

દાક્તરે હસીને કહ્યું : 'તાવ આવે કે તરત મેલેરિયા ગણાય, એવું કોઇ કારણ નથી.'

'પણ મેલેરિયા થઇ તો શકે ને?'

દાક્તરે ઉત્તર આપ્યો : 'શું થાય શું ન થાય, એ અગાઉથી ન કહી શકાય.'

નરેન ચિંતામાં પડયો. દાક્તર ઔષધની વ્યવસ્થા કરીને ચાલ્યો ગયો.

પરંતુ નરેન દાક્તરના ઔષધ ઉપર આશ્રય રાખી શકયો નહિ, મેલેરિયાની આશંકાથી તે એકદમ ગભરાઇ ગયો. મેલેરિયાની જાળમાંથી છૂટવા માટે તેણે કલકત્તા જવાનું નક્કી કર્યું, અને ગોપીનાથને બોલાવી કેટલીક સૂચનાઓ આપી.

મહામાયાએ નરેનને અંદર બોલાવી પૂછયું : 'શું તમને તાવ આવ્યો છે નરેનભાઈ ?'

'હા.'

'તે તાવ સાથે આજને આજ કલકતા જવાનું નક્કી કર્યું છે?'

'ન છૂટકે ! વળી મેલેરિયામાં ક્યાં સપડાવું ?'

'જરા તાવ આવે કે તરત મેલેરિયા થાય, એવું કોણે કહ્યું ?'

'મેલેરિયાવાળા સ્થાનમાં તાવ આવે એટલે મેલેરિયા જ થાય, એવો દાક્તરી શાસ્ત્રનો મત છે.'

જરા હસીને મહામાયા બોલી ? 'બધા જો તમારી માફક શાસ્ત્ર માનીને ચાલે નરેનભાઈ, તો દેશ આખો ત્રણ દિવસમાં અરણ્ય બની જાય.'

નરેને કહ્યું: 'અરણ્ય થવામાં બાકી શું રહ્યું છે ? દેશમાં માણસો કેટલા રહ્યાં છે ભાભી ?'

જરા તીવ્ર સ્વરે મહામાયા બોલી: 'તમારા જેવા વીરપુરુષો નથી રહ્યા એ સાચું, પણ અમારા જેવાં દુબળાં માણસો આજ પણ ઘણાં છે.'

ગંભીરભાવે નરેન બોલ્યો: 'પડયા પડયા માર ખાવો એને વીરત્વ ન કહેવાય.'

'પલાયન થવું એ પણ વીરત્વ નથી.'

'શત્રુની ગુપ્ત જાળમાંથી છટકીને રક્ષણ મેળવવું એ સાચો માર્ગ છે. યુદ્ધનીતિ પણ આ માર્ગને અનુમોદન આપે છે.'

જરા વિચારીને મહામાયા બોલી: 'તમે એક મોટા નીતિજ્ઞ છો,

એ મારી જાણુ બહાર નથી. પણુ તમે તાવ સાથે જાઓ છો, કદાચ વધી જાય તો ત્યાં સંભાળ કોણુ લેશે ?'

હસીને નરેને કહ્યું : 'ભગવાન.'

મહામાયા વધુ કંઇ ન બોલી. નરેન પણુ કલકત્તા જવાની તૈયારીમાં પડયો.

નરેન કલકત્તા જાય એ પહેલાં મહામાયાએ આવીને કહ્યું : 'જો જવું જ હોય, તો એકાદ નોકરને સાથે લઇને જાઓ નરેનભાઇ,'

'હું રહીશ છાત્રાલયમાં, નોકરને વળી કયાં રાખું ?'

'છાત્રાલયમાં શા માટે ? જો કલકત્તા રહેવું જ હોય, તો એકાદ મકાન લઇને પણુ રહી શકાય છે.'

'એકલા પંડને મકાનની શી જરૂર ભાભી ?'

જરા રોષ ભર્યા ભાવે મહામાયા બોલી :' એકલા શા માટે રહેવું પડે ? અપર્ણા ભલેને સાથે આવતી.'

જાણે ખૂબ વિસ્મય સહ નરેન બોલી ઊઠયો : 'કોણુ સાથે રહે ?'

મહામાયાએ જરા ઉતાવળા સ્વરે કહ્યું : 'અપર્ણા અપર્ણા, તમારી સ્ત્રી, નાની વહુને ઓળખતા નથી ?'

ઝાંખા હાસ્ય સહિત નરેન બોલ્યો : 'ખૂબ ઓળખું છું ભાભી, અને તેથી જ એકલો જવા ઇચ્છું છું.'

'શું એ તમારી સાથે આવવા નથી ઇચ્છતી ?'

નરેને કહ્યું : 'માફ કરો ભાભી, આવી અસંભવ વાત પૂછવાનું સાહસ મારામાં કદી નથી આવ્યું.'

'તમે પણુ ભારે સાહસિક પુરુષ છો.' કહીને મહામાયા મૃદુ હસી.

કલકત્તા જવા માટે વસ્ત્રો પહેરી તૈયાર થઇને નરેન જ્યારે ઓરડા બહાર નીકળતો હતો, ત્યારે એકાએક અપર્ણા એની સામે આવીને ઊભી રહી અને ઉત્તેજીત સ્વરે બોલી : 'શું ખરેખર તમે મને ઓળખી શક્યા છો ?'

અપર્ણાના અચાનક આગમનથી નરેન આશ્ચર્યમાં પડી ગયો, તેમાં એના ઉત્તેજીત પ્રશ્નથી વધુ વિસ્મય પામ્યો. તરત કશો ઉત્તર આપી શક્યો નહિ; માત્ર વિસ્મય ભરી નજરે અપર્ણાના ક્રોધથી લાલ બનેલા ગૌર વદન સામે જોઈ રહ્યો. અપર્ણા વધુ કંઇ ન બોલી, માત્ર રૂક્ષ નજરે સ્વામી સામે જોઇ રહી.

થોડી વાર પછી નરેને પોતાના વિસ્મયને સંભાળી લઈ આછા હાસ્ય સહ કહ્યું : 'શું હું ખરેખર તને નથી ઓળખતો ?'

જોરથી માથું હલાવી તેજ ભર્યા સ્વરે અપર્ણા બોલી : 'જરા પણ નહિ.'

મૃદુ હાસ્ય સહિત નરેન બોલ્યો : 'એમ પણ હોઇ શકે.'

'તો પછી તમે ભાભી પાસે ખોટું શા માટે બોલ્યા ?'

અપર્ણાનો સ્વર અભિમાનથી જાણે ગાઢ થઇ ગયો. પરંતુ નરેને એ તરફ લક્ષ્ય ન રાખતાં જ ઉત્તર આપ્યો : 'હું ખોટું નથી બોલ્યો, મને જે સાચું સમજાયું હતું......'

વચ્ચે જ અપર્ણા બોલી ઊઠી : 'તમને શું સાચું સમજાયું હતું ?'

પત્નીના ક્રોધ ભર્યા વદન સામે જોઇને નરેન જરા તીવ્ર સ્વરે બોલ્યો : 'અત્યારે તારા બધા પ્રશ્નોના ઉત્તર આપી શકું એટલો સમય નથી. અને જતી વખતે હું તને કોઇ પ્રકારની કડવી વાત કહેવા ઇચ્છતો નથી.'

ક્ષણભર સ્તબ્ધ ભાવે ઊભા રહીને અપર્ણા બોલી : 'પણ હું તમારી સાથે આવવા ઇચ્છું છું.'

વિસ્મય સહિત નરેન બોલ્યો : 'મારી સાથે?'

'હા'

'શા માટે?'

'મારી ઇચ્છા.'

'તારી ઇચ્છા પ્રમાણે તું વરતી શકે છે, પરંતુ બીજા ઉપર એ ઇચ્છાનો અધિકાર ચાલે છે, એવું માનવું એ તારો અન્યાય છે.'

અપર્ણાનું રોષ દીપ્ત વદન જાણે ઝાંખું પડી ગયું. નરેને એ જોઇ પરિહાસભર્યા સ્વરે કહ્યું: 'હું સમજી શકયો છું, ભાભીના ઠપકાથી તું આમ એકાએક પતિભકિત દેખાડવા આવી છે; પરંતુ ભકિત વસ્તુ પોતાના પ્રાણુમાંથી જ્યાંસુધી જાગૃત ન થાય ત્યાં સુધી તે બસુરા ગાન જેવી જ વિકૃત દેખાય છે. જો એવી વસ્તુ મેળવવાની ઇચ્છા હોય, તો થોડા દિવસ ભાભી પાસે રહીને શિક્ષણુ લે, ત્યારપછી મારી પાસે આવજે.'

નરેન ઊભો ન રહ્યો; મોઢા પર તિરસ્કારનો ભાવ દર્શાવી બાજુમાંથી ચાલ્યો ગયો; અપર્ણાના કાનમાં સ્વામીના શબ્દો પડઘો પાડવા લાગ્યા.

બહાર નીકળીને નરેન સીધો ગાડીમાં બેઠો અને ગાડીવાનને જલદી ચલાવવાની આજ્ઞા કરી. ગાડી ચાલવા લાગી. એક નોકર દોડતો આવીને ગાડી પર ચડી ગયો.

કલકત્તા પહોંચીને નરેને જાણે મુકિતનો શ્વાસ લીધો. સ્ટેશનેથી સીધો પટલડાંગાના છાત્રાલયમાં તે આવ્યો. ત્યારે કોઇપણુ છાત્રો કોલેજમાંથી આવ્યા નહોતા, માત્ર રાખાલ—આગલી રાતે નાટક જોયેલું—તેથી કોલેજમાં ગયો નહોતો. સાડીપર નરેનને જોતાંજ તે ઉલ્લાસ સહિત બોલી ઊઠયો : 'હલ્લો નરેનબાબુ, આપ એકાએક...'

વરંડાના બાંકડાં પર બેસીને નરેન બોલ્યો : 'નીચે ગાડીવાન મારો સરસામાન ઉતારે છે, પગીને કહીને મારું બિછાનું એક રૂમમાં પથરાવી દે, મારી તબિયત જરા નરમ છે, બેસી શકાતું નથી.'

ખાલી રૂમ સાફ કરી બિછાનું પાથરતાં વાર લાગશે એમ માની રાખાલે નરેનને પોતાના બિછાના પર સુવાડયો. એક ગલાસ પાણી પીને નરેન સૂઇ ગયો.

સાંજે કોલેજમાંથી પાછા ફરેલા વિદ્યાર્થીઓનો કલરવ સાંભળીને નરેન જાગી ગયો. રાખાલે આવીને પૂછ્યું: 'કશું ખાવું છે?'

'પહેલાં દસેક ગ્રેન કવીનાઇન લાવી દે.'

'એકાદ દાક્તરની સલાહ લીધી હોત તો ઠીક થાત.'

નરેને હસીને કહ્યું: 'એવી કશી જરૂર નથી. મલેરિયાનું એક જ ઔષધ કવીનાઇન છે, અને આપણે બધા એ જાણીએ છીએ.'

થોડા ગરમ દૂધ સાથે કવીનાઇન લઇને નરેન જરા સ્વસ્થ થયો. પથારીમાંથી ઊઠીને તે બહાર આવ્યો અને છાત્રાલયના સાથીદારો વચ્ચે ઘેરાઇ ગયો. કોઇએ દેશમાં કઇ પ્રવૃત્તિ કરતો હતો એ પૂછ્યું, કોઇએ ભવિષ્યમાં શું કરવું છે એ જાણવા માગ્યું. નરેને ટૂંકમાં બધાને કહ્યું, અત્યાર સુધી દેશમાં આહાર અને નિદ્રા સિવાય કશું કામ કર્યું નથી. ભવિષ્યમાં જો મલેરિયાનો ભય નહિ રહે તો દેશમાં જઇને કંઇક કાર્ય કરશે.

નરેનના નિરાશાજનક ઉત્તરથી અનુકુલે ગંભીર ભાવે ટીકા કરતાં કહ્યું કે 'દેશ પ્રત્યે આટલી ઉદાસિનતા રાખવી એ શિક્ષિત યુવક માટે શરમજનક છે. શિક્ષિત યુવાનો જ દેશની આશા છે. એ લોકો જો દેશની ઉન્નતી પ્રત્યે આમ ઉદાસિન રહેશે, તો દેશનું દુર્ભાગ્ય ગણાશે. આવા પ્રમાદના જ કારણે આપણો દેશ ખાસ કરીને આપણા ગામ-

ડાઓ, સાવ કંગાલ બનતાં જાય છે. ગામડાની દુર્દશા માટે શિક્ષિત યુવકો જ જવાબદાર છે. એ લોકો જો વિલાસિતાના મોહમાં મુગ્ધ બનીને ગામડાઓનો ત્યાગ ન કરે તો દેશ ઉપર કોઈકાળે મલેરિયાનું આવું જોર ન થાય.'

ત્યાર પછી મલેરિયાથી દેશને કેટલું નુકશાન થયું છે અને થઈ રહ્યું છે, મલેરિયાની વૃદ્ધિનું કારણ શું, કેવા ઉપાયથી એનો પ્રતિકાર કરી શકાય, આ સંબંધે સરકારી રીપોર્ટ શું કહે છે વગેરે પ્રશ્નોની ચર્ચા થવા લાગી. આ ચર્ચા વખતે છાત્રોના હૃદયમાં ગામડાની દુર્દશા પ્રત્યે સહાનુભૂતિની છોળો ઉડવા માંડી, જાણે એમ લાગતું કે મલેરિયા નામના મહારાક્ષસને હમણા આ લોકો બંગાળાની બહાર ફેંકી દેશે અને ગ્રામ માતાને મલેરિયાની દાઢમાંથી બચાવી લેશે.

પરંતુ નરેન આવી આશા સેવી શક્યો નહિ. તે ધીરે ધીરે છાત્રાલયની બહાર નીકળી ગયો.

ફરતાં ફરતાં તે ભુપેનના ઘેર ગયો પરંતુ ત્યાં આવ્યા પછી જ્યારે સાંભળ્યું કે ચંપટીસાહેબની માગણીને લલિતાએ સમ્મતિ આપી છે, અને તે એની સાથે સાંધ્ય—ભ્રમણ માટે બહાર ગઈ છે, ત્યારે નરેનનું હૃદય ભારે વેદનાતુર બની ગયું. તે વધુ વાર બેસી શક્યો નહિ. ભુપેને આવતી કાલે સવારે ચા પાનનું નિમંત્રણ આપ્યું. નરેન નિમંત્રણ સ્વીકારીને વિદાય થયો.

## ૨૪

**બીજે** દિવસે સવારે રાખાલે ભારે વિસ્મય સાથે જોયું, નરેનના મોઢા પર ને શરીર પર કંઈક નીકળ્યું છે. રાખાલે ગભરાઈને અન્ય છાત્રોને આ સમાચાર આપ્યા. સાંભળીને બધા ભયના માર્યા મુંઝવણમાં પડી ગયા. અનુકુલ બ્રસ વડે દાંત સાફ કરી રહ્યો હતો, મોઢામાં જ બ્રસ રાખીને સ્તબ્ધ નજરે રાધિકા સામે જોઈ રહ્યો. ફ્રણી નળ પાસે ઉભો ઉભો રૂમાલને સાબુ લગાવી રહ્યો હતો. તેણે અનુકુલ સામે શંકિત નજરે જોઈ પ્રશ્ન કર્યો: 'તો શું કરવું?'

આ પ્રશ્નથી અનુકુલ જાણે ચમકયો, ઘડીક નીરવ રહીને તેણે ઉપાય સ્થિર કર્યો; તે બોલ્યો: 'હમણા જ હેલ્થ ઓફિસરને ખબર આપવા જોઈએ.'

રાધિકાએ મ્લાન વદને પુછ્યું: 'હેલ્થ ઓફિસરને સમાચાર આપવાથી શું થશે?'

અનુકુલે જરા રોષ સહિત કહ્યું: 'થાય શું બીજું? એ લોકો નરેનને હોસ્પીટલમાં લઈ જવાનો પ્રબંધ કરશે.'

હોસ્પીટલનું નામ સાંભળીને બધાના મોઢા પર ભયની છાયા તરી વળી. કોઈના મોઢામાંથી ક્ષણ માટે એક શબ્દ પણ ન નીકળ્યો. બધાનો વિસ્મય વિમુઢ ભાવ જોઈને અનુકુલ વધારે ચીડાયો.

તે રોષભર્યા સ્વરે બોલ્યો : ' બધા સામું જોઈને ઉભા શું રહ્યા છો ? નજીકમાં જ હેલ્થ ઓફીસ છે. '

ધીરે ધીરે સાબુવાળા રૂમાલને ચોળતાં ફણી બોલ્યો : ' પરંતુ હોસ્પીટલમાં મોકલીને.......'

વચ્ચે જ અનુકુલ બોલી ઉઠયો : ' તો પછી એને રાખશો ક્યાં ? તમને કોઇને ખબર છે 'પકસ' કેવો સંક્રામક રોગ છે ? દાક્તરોના મત મુજબ......'

રાખાલ થોડે દૂર ઉભો હતો તે વચ્ચે જ બોલ્યો : ' દુઃખનો વિષય છે અનુકુલ બાબુ, બધા દાક્તરોની થિયરી સમાન નથી હોતી. અને દાકતરોના દરેક મત પ્રમાણે ચાલવા જઈએ તો સંસારમાં રહી શકાય નહિ. '

ગંભીર વદને અનુકુલ બોલ્યો : 'રહી શકાશે કે ન રહી શકાય, પણ મારાથી આ છાત્રાલયમાં નહિ રહી શકાય.'

કહીને અનુકુલે રાધિકા સામે જોયું. પણ રાધિકાએ કોઇ ઉત્તર આપ્યો નહી. ફણી જરા જોરથી રૂમાલ ચોળવા લાગ્યો, અને રમેશ ચાની કીટલી સામે એક ધ્યાને જોઇ રહ્યો.

બધાની ઉપેક્ષા જોઇને અનુકુલે પોતાના સંકલ્પની દ્રઢતા દર્શાવવા માટે રસોઇઆને ઉચ્ચ સ્વરે કહ્યું : 'અરે મહારાજ મારી રસોઇ ન કરશો.' રસોઇગૃહમાંથી મહારાજે કહ્યું: ' રસોઇ તો થઇ ગઈ છે.' આથી અનુકુલ ચીડાયો, મહારાજને ધમકાવવા લાગ્યો.

કામવાળા ડોશીમાંએ રસોયાનો પક્ષ લેતાં કહ્યું : 'તમે આટલા બધા ચીડાઓ છો શા માટે ભાઈ ? માનો અનુગ્રહ થયો છે, જમવામાં તમને શો બાદ છે ? મા તો દરેક સ્થળે છે, એનાથી ડરીને તમે ક્યાં જશો ? કહેવત છે કે જાળમાંથી છટકી શકાશે, પણ

તળાવમાંથી નહી છટકી શકાય. ગૃહસ્થના દીકરાને અસુખ થયું છે તેથી આમ શા માટે? મા એ આ આપ્યું છે ને મા સંભાળશે. હોસ્પીટલમાં મોકલવા ઇચ્છો છો પણ ત્યાં ગયા પછી કોઇ બચી શક્યું છે ?'

ડોશીમા તરફ રોષપુર્ણ દૃષ્ટિ કરીને અનુકુલ બોલ્યો : 'બેસ બેસ ડોકરી, અહીં એની કોણ માવજત કરશે ?

ડોશીમાએ તિરસ્કાર ભર્યા સ્વરે કહ્યું : 'ડોકરી ડોકરી ન કહો સમજ્યા, શું આ તમારી ગૃહસ્થાઈ છે ? તમે કોઇ નહિં સંભાળ રાખો તો, હું રાખીશ. દયામયી મા છે, તે સંભાળશે.'

બધાની વિસ્મય ભરી દૃષ્ટિ ડોશીમા પર સ્થિર થઇ. અનુકુલે વિરક્તિ સહિત મોઢું ફેરવી ક્ષુબ્ધ સ્વરે કહ્યું 'તમને જેમ સુઝે તેમ કરો, હું થોડા દિવસ માટે બીજા છાત્રાલયમાં ચાલ્યો જઇશ.'

ડોશીમાએ કોમળ સ્વરે સાંત્વન આપતાં કહ્યું : 'ભાઈ, આમાં ભય શા માટે રાખો છો ? આ તો માની રમત છે આથી કાંઇ ડર-વાનું હોય, ભય ન રાખે એને જ સારું છે.'

અનુકુલે વક્રકટાક્ષ કરતાં કહ્યું: 'ચુપ રહે ડોકરી, તારે આવડું મોટું લેકચર આપવાની જરૂર નથી.'

ફણીએ સાબુ રૂમાલ દૂર મૂકી સાબુવાળો હાથ ઉંચો કરતાં કહ્યું: 'દેશ અને ધર્મ માટે તો તું જ મોટાં મોટાં લેકચર આપે છે અનુકુલ. ડોશીમા તો બિચારાં ગરીબ છે, એમનામાં તારા જેવાં લેકચર આપ-વાનું જોર નથી. પણ હું જનોઇ પકડીને કહું છું, તારા હાથથી ભવિષ્યમાં દેશ કે ધર્મનું કોઇપણ કાર્ય થાય તો હું બ્રાહ્મણનો પુત્ર નહોતો. જો કોઇના હાથે કાર્ય થશે તો તે ડોશીમા જેવા માણસોના હાથે જ થશે.'

કહીને તે એકદમ નીચે બેસી ગયો અને જોરથી રૂમાલ ચોળવા લાગ્યો. ફણીના સ્પષ્ટ કથનથી બધાના ચહેરા પર વ્યંગનું હાસ્ય ઝબકી ઉઠ્યું. અનુકુલે કોઈના સામે ન જોતાં બાજુના નળ નીચે સ્થાન લીધું.

અનુકુલની ગેરહાજરીમાં બધા વિદ્યાર્થિઓએ ફણીની પ્રસંશા કરી, પણ તે દિવસે સંધ્યા સમયે દેખાયું કે, ફણી અને રાખાલ સિવાય બધા જુવાનો છાત્રાલયમાંથી ચાલ્યા ગયા છે. ફણીએ તપાસ કરી તો બધા છાત્રો સગેવગે થોડા દિવસ માટે ચાલ્યા ગયા હતા.

ફણીએ કહ્યું : 'જોયું ને રાખાલ.'

રાખાલે કહ્યું: 'બહુ જ સારું થયું છે, આ પ્રસંગે જેમ ઓછા માણસો તેમ સારું.'

થોડીવાર પછી ડોશીમાએ આવીને કહ્યું: 'અનુકુલબાબુના પ્રયત્નથી મહારાજ પણ ચાલ્યો ગયો છે.'

રાખાલ વિચારમાં પડ્યો.

ફણીએ કહ્યું: 'કોઇ પરવા નહિ. હું, તું ને ડોશીમાં...બસ ત્રણ જણાના દાળભાત કરવાની હિંમત મારામાં છે.

'માજી!'

'કેમ બાપુ?'

'મને શું હોસ્પીટલમાં દાખલ કર્યો છે?'

'મુઇ હોસ્પીટલ! ત્યાં શા માટે? તમે તો ઘરમાં છો.'

'ઘરમાં?' આંખો ખોલીને નરેને ચારે તરફ ચમકિત ભાવે જોયું; ત્યાર પછી ફરીવાર આંખો બંધ કરી. ડોશીમાએ પુછ્યું: 'અત્યારે કેમ છે ભાઈ?'

કલેશ-સૂચક મોઢું કરતાં નરેન બોલ્યો: 'ખૂબ પીડા થાય છે.'

એના માથા પાસે પવન નાંખતાં નાખતાં ડોશીમા બોલ્યાં: 'માને સાદ કરો ભાઈ, બધી પીડા હરી લેશે.'

નરેને સાદ કર્યો: 'મા, મા, ઓ મા?'

ડોશીમાએ કરુણ સ્વરે કહ્યું: 'મા, દયામયી, આ બધી તારી રમત છે, તું તારો કોમળ-કમળ હાથ ફેરવી જા મા.'

'અરે માજી!'

'કેમ ભાઈ?'

'તમે ન હોત તો આ બધા મને હોસ્પીટલમાં મોકલત ને?'

'નારે ના, અનુકુલભાણુ બોલ્યા હતા, પણ કોઈએ એમાં સાથ નહોતો આપ્યો.'

'સાથ બધા આપત, ફુણી કહેતો હતો, એનો પણ સાથ હતો. પરંતુ તમારું મહત્વ જોઈને બધાનો વિચાર બદલાઈ ગયો. તમારી માનવતા સામે કોઈનું ખોટું ગૌરવ ટકી શકયું નહિ.'

ડોશીમા મૌનભાવે પવન નાખવા લાગ્યાં. નરેને ઘડીક નીરવ રહીને ધીરે ધીરે કહ્યું: 'સદ્‌ભાગ્યે તમે હતાં માજી, નહિ તો મારું શું થાત......'

જરા લજ્જીત ભાવે ડોશીમા બોલ્યા: 'થાત શું બીજું! ભગવાન તો છેને, એજ તમારી સંભાળ રાખત.'

નરેને કહ્યું: 'ભગવાનને જો તમારા જેવા હાથ પગ હોત, તો આશા રાખી શકાત, પણ જ્યારે એ નથી, ત્યારે ભગવાન તમારી માફક દીવસ રાત પંખો ન નાખી શકત.'

ડોશીમાએ જરા સંકુચિત થઈ વ્યસ્ત ભાવે કહ્યું: 'ભાઈ, આવું ન બોલાય. ભગવાનને હાથ પગ નથી પણ બધું કરે છે તો એજ ને! ભગવાન જો મને આ સ્થળે ન લાવ્યા હોત, તો હું કેવીરીતે આવત? અને તમે પણ મારી સેવા ક્યાંથી પામત? આ બધી એની જ રમત છે ભાઇ.'

આ વાતનો પ્રતિવાદ કરવા જેવી ઘણી દલિલો મનમાં આવવા છતાં પણ ડોશીમાના ચહેરા પરનો સ્થિર વિશ્વાસ જોઇને નરેન કશું બોલી શકયો નહિ. ક્ષણુકાળ નીરવ રહીને તે બોલ્યો: 'હેં માજી, મને લાગે છે કે તમે કોઈ ગૃહસ્થ ઘરના છો, માત્ર પેટ ખાતરજ નોકરી કરવા આવ્યા છો ખરું ને?'

ડોશીમાએ મૃદુ હાસ્ય સહ કહ્યું : ' ના ભાઈ, હું તો કૈવર્તની દીકરી છું: પણ પેટખાતર જ કામ કરવા આવી છું.'

' તમારે કોણ કોણ છે ?'

' હતા તો ઘણા, અત્યારે કોઈ નથી, માત્ર આ બળ્યું પેટ છે.' કહીને ડોશીમાએ એક નિસાસો નાખ્યો.

નરેને પુછ્યું : ' કોણ હતું ?'

ડોશીમાએ જરા સ્વસ્થ થઈ ખંભા પરનો છેડો માથા પર લઈ કહ્યું : ' છોકરો હતો, ધણી હતો, ધણી તો હતો ભારે કાંડાબળીયો. રોજ બે વીઘા જમીન ખોદ્યા વગર જમવા ન આવે. ત્રણ દિવસના તાવમાં ચાલ્યો ગયો. જાણે મારા માથે આભ ફાટયું. ત્યાર પછી છ વરસનો દીકરો, એને પણ રાખી શકી નહિ. મા વગરનો ત્રણવર્ષનો દીયર હતો, એને સોળ વરસનો કર્યો, ભગવાને ઈ છેલ્લો આસરો પણ ખેંચી લીધો.'

ડોશીમાનો સ્વર ભારે થઈ ગયો, તેમણે છેડાવતી આંખો લૂછી. અશ્રુસજલ સ્વરે નરેન બોલ્યો : ' હવે હું સમજી શકયો માજી, મારા પ્રત્યે તમારી આટલી મમતા શા માટે છે. તમે ઘા સહન કર્યા છે, તેથી જ બીજાને બચાવવાની તમારા પ્રાણમાં મમતા છે. પરંતુ મારે મા નથી.'

કહેતાં કહેતાં નરેનનો સ્વર ગળગળો થઈ ગયો. ડોશીમાએ જરા-વાર રહીને કહ્યું. ' રાખાલબાબુએ તાર તો કર્યો છે. મને લાગે છે કે ઘરના બધા માણસો દોડયા આવશે.'

મ્લાન સ્વરે નરેન બોલ્યો. ' બધા તો શું, આવશે તો ભાભી આવશે.'

' વહુ ?'

' તે નહિ આવે.'

નરેનના મ્લાન વદન પ્રત્યે જોઇને ડોશીમાં બોલ્યાં. 'તમે પાગલ થયા છો ભાઈ. જો જો, સમાચાર મળતાં જ વહુ જો દોડતી ન આવે, તો હું કૈવર્તની દીકરી નહોતી.'

શુષ્ક હાસ્ય સહિત નરેને કહ્યું. 'તો પછી તમે પણ જોઈ લેજો, તમારે માછીમારની દીકરી થવું પડશે.'

ડોશીમાએ મોઢું ભારમાં રાખીને કહ્યું. 'સારું સારું, હું કોની દીકરી છું, તે જોઈ લેજો. હું અગાશી પાસેનો ઓરડો સાફ કરવા જઉં છું. કદાચ આજેજ બધા આવી પહોંચે. પાણીની બે ડોલ પણ ભરી રાખવી પડશે. ૭ વાગે પાછો નળ બંધ થઈ જશે.'

પંખો નીચે મૂકી ડોશીમા ઊભા થયાં. બરાબર એ સમયે લલિતા વંટોળ માફક ઓરડામાં દાખલ થઈ અને બોલી ઉઠીઃ 'નરેનબાબુ !'

કહીને તે તરત નરેનની શય્યા પર બેસી ગઇ. ભુપેને દ્વાર પાસે ઊભા રહી નરેનના વિસ્મય ચકિત મોઢા સામે જોઇ કહ્યું. 'તેં તો અમને સમાચાર પણ ન મોકલાવ્યા. સારું થયું કે રસ્તામાં રાખાલ મળી ગયો.'

મૃદુ હસીને નરેન બોલ્યો : 'જરૂર ન જણાઇ ભુપેન, પણ આ માજી ન હોત, તો હોસ્પીટલમાં જતાં પહેલાં હું તને સમાચાર મોકલ્યા વગર રહેત નહિ.'

ડોશીમા સામે કૃતજ્ઞતા ભરી નજર કરતાં ભુપેને પૂછ્યું: 'અહીંથી બધા માણસો શું નાશી ગયા છે?'

નરેને ઉત્તર આપ્યોઃ 'હા, બે જણ સિવાય.'

આ લોકોના એકાએક આગમનથી ડોશીમા ગભરાઈ ગયાં હતાં.

। સ્વસ્થ થઈ લલિતા સામે જોઈને ધીરે ધીરે સંકોચ ભર્યા સ્વરે યાં: 'મા, પગમાં જોડા પહેરીને બિછાના પર...'

લલિતાએ ચમકીને એકવાર કરુણ નજરે ડોશીમા સામે જોયું; ૨ પછી ઉતાવળે જોડા કાઢી નાખીને બહાર ફેંકી દીધા.

ડોશીમા બોલ્યાં: 'કશું મનમાં ન લાવશો મા, આતો માની l છે, ખૂબ શુદ્ધાચાર પાળવો જોઈએ. પગમાં જોડા પહેરીને કે ામાં પહેરેલાં લુગડા સાથે પથારીને ન અડકાય. .

લજ્જાથી લલિતાનું વદન લાલ થઈ ગયું. તે એકદમ પથારી ી ઉભી થઈ ગઈ અને એક તરફ સરકી ગઇ. ભાઇને સંબોધન ને બોલી: 'તમે ઘેર જઈને મારાં બે જોડ કપડાં મોકલી પોને ભાઈ,'

ભુપેન સમજી શકયો, નરેન જ્યાં સુધી સારો નહિ થાય, ત્યાં : લલિતા આ સ્થાનનો ત્યાગ કરશે નહિ. પ્રતિવાદ કરવો નકામો એમ માની તે કશું બોલ્યો નહિ. ધીરે ધીરે તે જવા તૈયાર થયો. તા બોલી: 'એકાદ સારા દાક્તરને...'

વચ્ચે જ ડોશીમા બોલી ઉઠયા: 'આ દરદમાં દાકતર શું મા! આ તો માની રમત છે, આની ચિકિત્સા તો દેશી વૈદ્યો જાણે.'

ભુપેને કહ્યું: 'સારું, કોઈ સારા વૈદ્યને જ લેતો આવીશ.'

કહીને તે ચાલ્યો ગયો. લલિતાએ પોતાના વસ્ત્રો કાઢી ામાની એક ફાટી તૂટી પણ ધોયેલી સાડી પહેરી, ત્યારપછી રેન પાસે બેસીને શંકિત ભાવે ડોશીમા સામે જોતાં બોલી: 'મેં ાના વસ્ત્રો સહિત બિછાનાનો સ્પર્શ કર્યો છે, એથી શું થશે?'

'થાય શું મા, હું એવે ગંગાજળ છાંટી જઉં છું. મા છે, એને પોકારો' કહીને ડોશીમા બહાર ચાલ્યા ગયાં.

નરેને ધીરે ધીરે આંખો ખોલી કહ્યું : 'તું શા માટે આવી લલિતા ?'

'આવીને દોષ તો નથી કર્યો ને ?'

'ના ના દોષ શા માટે ? પણ આ અશિક્ષિત ડોશીમા સામે તારા. . '.

વચ્ચે જ હસીને લલિતા બોલી : 'માન અપમાનની વાત કહેવા માગો છો ને ? પરંતુ એની એકાદ સીમા હોય છે, એ શું તમે નથી જાણતા ? જીવન–મરણ એ સીમાની બહાર છે.'

નરેને કશું ન બોલતાં આંખો બંધ કરી. લલિતા ધીરે ધીરે એના કપાળ પર હાથ ફેરવવા લાગી.

## ૨૬

**રાતે** તાવ એટલો બધો થઈ ગયો કે તે જોઇને લલિતા ગભરાઇ ગઇ. જ્વરના પ્રકોપથી નરેનની ચેતના વિલુપ્ત બની ગઈ. લલિતા અને ડોશીમા આખી રાત એની શય્યા પાસે બેસી રહ્યાં.

બીજે દિવસે ભુપેન વૈદ્યરાજને લઈને આવ્યો. વૈદ્યે રોગીને જોઈને કહ્યું : 'માતાના દાણા અંદર રહી ગયા છે, તેથી જ તાવ પ્રબળ થયો છે. આ તાવ સાથે જો દાણા બહાર નીકળી જાય તો જ સારું. નહિ તો પરિણામ શું આવશે, એ કહી શકાય નહિ.'

વૈદ્યરાજે દાણા બહાર નીકળે એવા ઔષધ અને પાચનની વ્યવસ્થા કરી. ભયથી લલિતાનો ચહેરો સૂકાઈ ગયો. ભુપેન અને વૈદ્યના ગયા પછી લલિતાએ માજીને પ્રશ્ન કર્યો : 'આમ કેમ થયું મા?'

ડોશીમાએ ચિંતા ભર્યા સ્વરે કહ્યું : 'કેમ ખબર પડે બેન, માની રમત ક્યાંથી સમજાય?'

શંકિત સ્વરે લલિતા બોલી: 'કાલ હું શુદ્ધાચાર વગર બિછાનાને અડી હતી તેથી...'

વાક્ય પુરું કર્યા વગર જ લલિતા કરુણ નજરે ડોશીમા સામે જોઇ રહી. ડોશીમાએ કહ્યું: 'એમ પણ બની શકે. આવા પ્રસંગે શુદ્ધાચાર જાળવવો જોઈએ. અનાચાર અવિચાર થઈ જાય તો ભારે મુશ્કેલી ઉભી થાય.'

લલિતાનું હૃદય જાણે ધ્રુજવા લાગ્યું. શંકા ભર્યા સ્વરે તે બોલીઃ 'હવે કંઈ ઉપાય ? '

ડોશીમાએ કહ્યું : 'ઉપાય માની ઇચ્છા, હવે તો મા બચાવે તો જ બચી શકે. માને પોકારીને એની પાસે ભીખ માગો બેન.'

અન્ય સમય હોત તો ડોશીમાની આવી શ્રદ્ધા પર લલિતા હસ્યા વગર રહી શકત નહિ અને આવા વિશ્વાસનો પ્રતિવાદ પણ કરત. પરંતુ આજ તે હસી શકી નહિ, ડોશીમાના દૃઢ વિશ્વાસને વિચલિત પણ ન કરી શકી. મા ને ન પોકારવા છતાં તે નીરવ ભાવે ડોશીના વિશ્વાસને વળગી રહી, પ્રતિવાદ કરવાનું સાહસ ન થયું, કોઈએ જાણે એના હૃદયમાં બેસીને એ સાહસને દબાવી રાખ્યું.

કોને ખબર, લલિતાના જ દોષથી પીડા વધી હશે કે નહિ. રોગના વધવા ઘટવા પર શું કોઈ અશરીરી દેવતાનો હાથ હશે કે ? માનવનું જ્ઞાન સીમા બદ્ધ છે. એ સીમા બહાર અસીમનું જે વિસ્તૃત રાજત્વ રહ્યું છે, ત્યાંના ખરા સમાચાર કોણ આપી શકે ? ત્યાં દેવતા–નામધારી કોઈ શક્તિશાળી આત્મા બેઠો બેઠો પાર્થિવ માનવના ભાગ્યચક્રનું નિયંત્રણ કરી રહ્યો છે કે નહિ, એ કોણ જાણે. એટલે કોણ કહી શકે, લલિતાના સ્પર્શથી જ નરેનનો વ્યાધિ જીવન-મરણના સંધી સ્થળ સુધી આવ્યો છે કે નહિ.

સંધ્યા સમયે વૈદ્યરાજે આવી પરીક્ષા કરી. ગંભીર સ્વરે કહ્યુંઃ 'હજી પણ દાણા બહાર નીકળવાના કોઈ લક્ષણ દેખાતાં નથી. પરિણામ શું આવે એ શંકાજનક છે.' સાંભળીને લલિતા ધ્રૂજી ઉઠી. ડોશીમાએ રડતાં રડતાં પોકાર કર્યોઃ 'મા, મા રક્ષા કર મા ! '

લલિતા આ કરુણ પ્રાર્થનામાં યોગ ન આપી શકી; માત્ર સ્તબ્ધ બનીને બેસી રહી. બહારથી સ્થિર હોવા છતાં પણ

અંદરથી એનો પ્રાણ તરફડવા લાગ્યો. નરેન નિષ્પંદ ભાવે શય્યામાં પડયો હતો; એની આંખો બંધ હતી, અંગ પ્રત્યંગ અવશ બન્યાં હતાં, માત્ર છાતીનો ધબકારો જીવિતાવસ્થાનું ભાન કરાવી રહ્યો હતો. દીપકની ક્ષીણ પ્રકાશ રેખા એના પીળા પડી ગયેલા વદન પર પડી રહી હતી, એથી એનો ચહેરો વધુ વિવર્ણ જણાતો હતો. લલિતા વધુ વાર બેસી શકી નહિ. ધીરેધીરે ઊઠીને અગાશી પર ચાલી ગઇ.

અગાસી અંધકારથી ભરી હતી : માથા પર આકાશનો અંધકાર હતો. દોડી રહેલાં વાદળ દળો વચ્ચે કોઇ કોઇ વાર બે ચાર નક્ષત્રો જાણે મૃત્યુ માટે તરફડતી આંખો સમાં તગી રહ્યાં હતાં. પવનની લહેરો દોડી રહી હતી...પણ હૃદયની અંદર જાણે નિરાશાને જાગૃત કરવા માટે જ એ લહેરો હૈયા સાથે અથડાતી. બાજુના મકાનમાંથી હારમોન્યમ સાથે કોઇ ગાઇ રહ્યું હતું.

'યુગયુગથી આવું ને પ્રેમ ભરી ભાવું;
તોય ન પ્રિય મળે રડી રડીને જાવું.'

લલિતા થાકેલા દેહે એ અંધકાર ભરી અગાસીમાં ઢળી પડી; રડતાં રડતાં કરુણ સ્વરે પોકારવા લાગી 'ભગવાન, જીંદગીના બદલે જીંદગી મળી શકતી હોય, તો હું જીંદગી દેવા તૈયાર છું. મારૂં જીવન લઈને નરેનના જીવનને બચાવો...દયામય !'

પોતાનો આર્તસ્વર સાંભળીને લલિતા પોતે જ ધ્રુજી ઊઠી. ઘણા માણસોના આગમનનો ધ્વનિ, ધમાલ, ચિત્કાર, સ્ત્રીઓનો અવાજ લલિતાના કાન પર અથડાવા લાગ્યો. તે ચમકીને ઊભી થઈ અને નયનવદન લૂછી ધીરેધીરે અગાસી પરથી નીચે આવી.

નરેનના ઓરડા સામે આવતાં જ ડોશીમા બોલ્યાં : 'મા, તું

ક્યાં હતી ? નરેન બાબુના ઘરેથી બધા આવી ગયા છે. આ એમના વહુ...'

ત્યાર પછી ડોશીમા શું બોલ્યા એ લલીતા સાંભળી શકી નહિ. તેણે સ્તબ્ધ નેત્રે ઓરડામાં જોયું તો અપર્ણા નરેનની પથારી પાસે ઊભી રહીને સ્થિર ઊજ્વળ નજરે સ્વામી તરફ જોઈ રહી હતી. એના પ્રશાંત મુખમંડળ પર આશંકા કે ઉદ્વેગનું કોઇ ચિહ્ન નહોતું, સ્થિર વિશ્વાસના મહિમા વડે પ્રદીપ્ત બની ગયું હતું. લલિતા આત્મવિસ્મૃત માફક દોડીને અપર્ણાના પગ પાસે ઢળી પડી અને બંને હાથે એના પગ પકડી આંસુથી દબાયેલા સ્વરે બોલી ઊઠી: 'મારા જ પાપે નરેનબાબુ જવા બેઠા છે બહેન, તારા પુણ્યના પ્રભાવથી તું એને બચાવી લે.'

અપર્ણા વિસ્મય સ્તબ્ધ ભાવે ક્ષણભર ઊભી રહી. ત્યાર પછી લલિતાનો હાથ પકડી ધીરેધીરે એને ઊભી કરી પ્રશાંત સ્વરે તે બોલી: 'તારો કાંઈ દોષ નથી બહેન, આ તો મારા જ દોષની ભયંકર શિક્ષા છે.'

## ૨૭

'લલિતા !'

'હું લલિતા નથી.'

'ત્યારે કોણ ડોશીમા ?'

'ના, હું અપર્ણા.'

ત્રણ દિવસ પછી નરેને આંખો ખોલી હતી; તેણે શૂન્ય નજરે ચારે તરફ જોઈ પુનઃ આંખો બંધ કરી. અપર્ણાએ સ્વામીના મોઢા પાસે મોઢું રાખીને જરા દૃઢ સ્વરે પૂછ્યું: 'તમને અત્યારે શું જણાય છે ?'

ઉત્તરની આશાએ અપર્ણા ઉત્કંઠા સહિત સ્વામીના વદન સામે જોઇ રહી. પરંતુ નરેને કશો ઉત્તર ન આપ્યો, આંખો ખોલીને જોયું પણ નહિ. થોડીવાર રાહ જોઇને અપર્ણાએ એક નિસાસો નાખ્યો. તે સ્વસ્થ મનથી પવન નાખવા લાગી.

ડોશીમાએ અંદર આવી કહ્યું. 'દીકરી, તું તે કેવી સ્ત્રી છે ? કાલ સાંજની બેઠી છે, આજ પણ અડધો દી થઈ ગયો, જરા ઊઠી હાથ મોં ધોઇ થોડુંક જમી લે ને.'

ડોશીમાની વાતનો કશો ઉત્તર ન આપતાં અપર્ણાએ વ્યગ્રસ્વરે કહ્યું: 'હમણા જ શુદ્ધી આવી હતી મા.'

'એમ? કશું બોલ્યા હતા?'

'ના, માત્ર લલિતાને સંભારતા હતા.'

'એ તો કાલ બેહોશ સ્થિતિમાં તાવ સાથે ગઈ છે. એને કેમ હશે એ કોણ જાણે. બ્રાહ્મ થયા તે શું થયું, છોકરી ઘણી સારી. આહા, કેવી મમતા...કેવું દરદ કાલે જોયું હતું ને? નરેનભાઈને એ ખૂબ ચાહતી હતી.'

અપર્ણાના વદનની એક શિરા પણ સંકુચિત ન થઈ; તે ધીર પ્રશાન્ત સ્વરે બોલી. 'પ્રેમ ન હોય તો કોઈ આવા દરદમાં પાસે આવીને બેસે ખરું?'

ડોશીમાએ કહ્યું. 'પડખે તો શું, એ તો બિચારી હૈયું આપીને બેઠી હતી. તું આવી એટલે એના દેહમાં જાણે પ્રાણ આવ્યો.'

અપર્ણા નીરવ બેસી રહી. ડોશીમાએ વધુ નજીક આવીને કહ્યું: 'કેમ બેસી રહી? જરા ઉઠીને કંઇક જમી લે. હવે ભય નથી. વૈદ્યે શું કહ્યું હતું, એ સાંભળ્યું છે ને? બધા દાણા બહાર નીકળી ગયા છે, ત્યારે કશો ભય નથી, માએ રક્ષા કરી છે. તું હવે ઉઠ બેટી.'

ડોશીમાએ હાથ પકડીને અપર્ણાને બેઠી કરી અને પોતે એની જગ્યાએ બેઠક લીધી.

એકાએક નરેન ચીત્કાર કરીને બોલી ઊઠયો: 'માજી, માજી!'

'કેમ બાપુ?'

નરેન જરા મૌન રહીને ધીરે ધીરે બોલ્યો. 'મેં સ્વપ્ન જોયું હતું, કોઈ જાણે મારા માથા પાસે આવીને બોલી રહ્યું છે, હવે શો ભય છે, હું આવી છું.'

ચમકીને ડોશીમાએ કહ્યું : 'શું એને ઓળખી શક્યા નહિ?'

નરેને કહ્યું : 'એકવાર મનમાં થયું હતું, જાણે કોઇ દેવી આવી છે. પરંતુ ત્યાર પછી જોયું તો એનો ચહેરો બરાબર અપર્ણા જેવો હતો.'

હસીને ડોશીમા બોલ્યાં: 'તમે બરાબર જોયું છે ભાઈ, એ વહુ જ હતાં.'

નરેન વિસ્મય–ચકિત નજરે ડોશીમાના મોઢા સામે જોઇ રહ્યો. ડોશીમાં બોલ્યાં : 'વહુ આજ ત્રણ દિવસથી આવેલ છે. તમને તો શુદ્ધિ હતી જ નહિ, આ ત્રણ દિવસને ત્રણ રાત સુધી વહુએ તમારી પથારીનો ત્યાગ નથી કર્યો.'

વિસ્મયભર્યા સ્વરે નરેન બોલ્યો : 'ત્રણ દિવસ!'

ડોશીમાએ કહ્યું : 'ત્રણ દિવસથી તમારામાં શ્વાસ સિવાય કશું નહોતું. વૈદ્ય પણ ગભરાઈ ગયો હતો. પરંતુ વહુ જરાપણ ગભરાઇ નહોતી; એ તો સાવિત્રી માફક ખડે પગે ચોકી કરી રહી હતી.'

આ તે સાચું કે પરિહાસ? અથવા હજી પણ પોતે અચેત અવસ્થામાં સ્વપ્ન જોઈ રહેલ છે કે? અપર્ણા—જે ઘૃણા અને અવજ્ઞા સિવાય કશું સમજતી નથી, જેની પાસેથી ભક્તિ કે પ્રેમ કશું મળી શક્યું નથી, જેને હૃદયવગરની માની પોતે હૃદયથી દૂર રાખી રહ્યો છે, જેનામાં રૂપ સિવાય કોઇ પણ ગુણ દેખાયો નથી, તે અપર્ણા રોગ-શય્યા પાસે બેસીને શું સાવિત્રી માફક જાગૃત રહી છે! સંક્રામક વ્યાધિની ઉપેક્ષા કરીને અપર્ણા સેવા માટે દોડી આવે એ શું સંભવિત છે? શા માટે આવે? પ્રેમનું પાત્ર હોવા છતાં પણ એક દિવસ માટે પણ જેને જરા જેટલો યે પ્રેમ આપીને મમતાના બંધન વડે બાંધવાનો પ્રયત્ન કર્યો નથી, તે ત્યક્તા અપર્ણા કયા આકર્ષણે, કઇ

આશા સાથે સ્વામીની સેવા ખાતર પ્રાણ-મન રેડીને અહીં બેસી રહે ? સ્વપ્ન, સ્વપ્ન, વિકારનો પ્રલાપ. નરેને આંખો બંધ કરી જોરથી પોતાની પાંપણો દબાવી રાખી.

થોડી વાર પછી આંખો ખોલીને નરેને પૂછ્યું: ' લલિતા ક્યાં છે ?'

ડોશીમા બોલ્યાં: 'વહુના આવ્યા પછી એ ઘેર ગઈ છે. '

નરેને ફરી આંખો ફરી બંધ કરી. એ સમયે વૈદ્યને લઈને રાખાલ આવ્યો. રોગીની અવસ્થા જોઈને વૈદ્યરાજે પ્રફુલ્લ સ્વરે કહ્યું: ' અણ-ધાર્યું પરિણામ આવ્યું છે. આવું પરિવર્તન મેં કદી જોયું નથી. '

ડોશીમાએ પ્રશ્ન કર્યો : ' હવે કોઈ પ્રકારનો ભય દેખાય છે વૈદ્યરાજ ? '

વૈદ્યે કહ્યું: ' ભય જરાયે નથી, બલ્કે એક માસના બદલે દસ દિવસે સારું થઈ જશે, એમ લાગે છે. '

બધાના ચહેરા પર આશા અને આનંદનો પ્રકાશ નાચી ઉઠયો. વૈદ્યરાજ ઔષધ-પથ્યની વ્યવસ્થા કરીને વિદાય થયા. વૈદ્યના ગયા પછી રાખાલે કહ્યું : ' નરેનભાઈ ! '

નરેને ધીરે ધીરે આંખો ખોલી. રાખાલે કહ્યું : ' વૈદ્યરાજની વાત તો સાંભળીને ? '

કૃતજ્ઞતા પૂર્ણ સ્વરે નરેન બોલ્યો: ' તમારા સહુનો હું ઋણી રહી જઈશ રાખાલ. '

રાખાલે કહ્યું: ' એ ઋણનો જેટલો બદલો આપવો હોય તેટલો તું આપી શકીશ, પણ એક વ્યક્તિના ઋણનો બદલો કોઈ ઉપાયે આપી શકાય એમ નથી. અપર્ણા બહેન ન આવ્યાં હોત, તો અમારા સહુનો પ્રયત્ન નિષ્ફળ જાત. એ સતી લક્ષ્મીના પુણ્ય પ્રભાવે જ તું આ વખતે બચી ગયો છે. '

રોગથી પીળું પડી ગયેલું નરેનનું વદન લાલ થઈ ગયું. રાખાલે મૃદુ હાસ્ય સહ કહ્યું: 'અમારા ઋણની જરા પણ ચિંતા ન કરીશ... તારા નવા જીવનથી અમારું ઋણ ચુકવાઈ ગયું છે.'

નરેનના ઝાંખા હોઠ પર પ્રસન્ન હાસ્યની રેખા ઝબકી ઉઠી; પરંતુ વળતી પળે ગંભીર નિરાશાનો અંધકાર વદન પર છવાઈ ગયો.

રાખાલના ગયા પછી અપર્ણા ધીરે ધીરે ઓરડામાં આવી, ડોશીમા ચાલ્યાં ગયાં. નરેન સ્થિર નજરે અપર્ણાના પ્રશાન્ત ગંભીર વદન સામે જોઇ રહ્યો.

સ્વામીની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મેળવી અપર્ણાએ પ્રશ્ન કર્યો: 'અત્યારે કેમ લાગે છે?'

અંધકારમય આકાશ નીચે ક્ષીણ વિદ્યુતના પ્રકાશ જેવું જરા ઝાંખુ હાસ્ય હસીને નરેન બોલ્યો: 'કેવું હોય તો તું સુખી થાય અપર્ણા?'

આ વળી કયો નૂતન સુર વીણાના લલિત ઝંકાર માફક આવીને કાન સાથે અથડાયો? આવો સુર તો અપર્ણાએ કદી સાંભળ્યો નથી. અપર્ણાનું શરીર ધ્રૂજી ઊઠ્યું; તે કશું ન બોલતાં નમેલા વદને બેસી રહી, નરેન ઘડીભર નીરવ રહી ધીરે ધીરે બોલ્યો: 'એક વાત તને પૂછું અપર્ણા?'

'શું?'

'તેં જ કહ્યું હતું, તું મારી ધૃણા કરે છે'

અપર્ણા મૌન રહી. નરેને કહ્યું: 'જેના પ્રત્યે ધૃણા રાખતી હતી, તેની સેવા કરવા કેમ દોડી આવી?'

મૃદુ સ્વરે અપર્ણા બોલી: 'ભાભીએ કહ્યું હતું.'

જરા હસીને નરેને પ્રશ્ન કર્યો: 'ભાભીએ ન કહ્યું હોત, તો તું ન આવત ખરું?'

અપર્ણાનો ચહેરો સિંદૂર જેવો લાલ થઈ ગયો. હાસ્ય પ્રફુલ્લ સ્વરે નરેન બોલ્યો : 'આટલા દિવસો સુધી તો તું મને ખોટું સમજાવી શકી હતી અપર્ણા, પરંતુ બીજાના હુકમને તાબે થઇ મરતાને બચાવવા આવવું, એવું મોટું અસત્ય કોઇ પણ ઉપાયે તારાથી છૂપાવી શકાય એમ નથી.'

અપર્ણા ચંચળ બની ગઈ. એ જોઇને નરેન બોલ્યો : 'કેવળ મારી ભૂલ ભાંગી નથી અપર્ણા, એક મિથ્યા ભ્રમના સાણસા વચ્ચે ઉભી રહીને તું પોતે પણ આટલા દિવસો સુધી તારા નારીત્વ સાથે સંગ્રામ ખેલી રહી હતી, આજ એ સંગ્રામનો પણ અંત આવ્યો છે. તું જરૂર સમજી શકી છે, શુચિત્વ, અશુચિત્વ, આચાર-વિચાર, કોઈ વસ્તુ નારીત્વ સમક્ષ મહાન નથી.'

અપર્ણાના નયન પલ્લવ આંસુભીનાં થઇ ગયાં. તરત તેણે મોઢું ફેરવી છેડા વતી આંસુ લૂછી નાખ્યાં.

લલિતા પ્રબળ જ્વર સાથે ધ્રૂજતી ધ્રૂજતી ઘેર પહોંચી ત્યારે ભુપેને શંકિત ભાવે પ્રશ્ન કર્યો: 'શું તાવ આવ્યો છે લલિ?'

લલિતાએ કશો ઉત્તર ન આપ્યો, કંપતા શરીરે પથારીમાં જઈ ને પડી. ભુપેને બ્હેનના મસ્તક પર હાથ મૂકીને કહ્યું: 'ઘણો સખત તાવ છે.'

લલિતા માથા સુધી ઓઢીને મૌન પડી રહી. થોડીવાર પછી મોઢા પરથી ચાદર દૂર કરીને તેણે જોયું તો ભુપેન મૌન થઇને બાજુમાં બેઠો હતો. લલિતાએ વ્યગ્ર ભાવે કહ્યું: 'તમે હજી પણ બેસી રહ્યા છો ભાઇ?'

'તને તાવ વધારે લાગે છે લલિ, લગભગ ૧૦૩ હશે.'

'તે ભલે હોય, તમે ઉભા થઇ જાઓ.'

ભુપેને જરા હસીને કહ્યું: 'શા માટે કહે જોઉં?'

લલિતાએ જોરથી માથું હલાવી કહ્યું: 'ના, મારી પાસે તમારે બેસવાની જરૂર નથી.'

ભુપેને હસતી નજરે બ્હેન સામે જોઈ કહ્યું: 'સારું, તું જરા સૂઈ જા, મારા માટે તારે કશી ચિંતા કરવાની જરૂર નથી.'

લલિતા એકદમ બેઠી થઈ ગઇ. ઉત્તેજીત સ્વરે બોલી: 'તમે પહેલાં

ઉભા થઈ જાઓ ભાઈ, નહિ તો હું કોઈ પણ ઉપાયે સૂઈ રહીશ નહિ, ટેબલ પર માથું પછાડીને લોહી રેડીશ.'

ભુપેન સમજ્યો, લલિતા માને છે કે નરેનનો સંક્રામક વ્યાધિ એને વળગ્યો છે; ભુપેન બાજુમાં હોય તો એને પણ આ ભયંકર વ્યાધિ વળગે, આવા સંશયથી તે આટલી ઉત્તેજીત બની ગઈ છે. બહેનની ઉત્તેજનાને શાંત પાડવા ખાતર ભુપેન ઉભો થયો અને બોલ્યો : 'સારું હું ચાલ્યો જઉં છું, તું સૂઇ જા.'

લલિતા સૂઇ ગઇ એટલે ભુપેન બહારથી બારણું અટકાવીને ગયો.

લલિતાના પોતાના જ દોષથી તાવ આવ્યો હતો. બે દિવસ અને બે રાતના ઉજાગરાથી જ્યારે માથું પકડાયું હતું ત્યારે તે ઠંડા પાણીએ નાહી હતી; ડોશીમાનો નિષેધ માન્યો નહોતો. સ્નાન કર્યા પછી પણ માથાનો દુઃખાવો હળવો ન પડયો, બલ્કે વધ્યો. પણ આ બધી વેદના પ્રત્યે ધ્યાન ન આપતાં તે નરેન પાસે જઈને બેઠી. નરેન ત્યારે અશુદ્ધિમાં હતો; વચ્ચે વચ્ચે બકતો હતો. લલિતા થોડીવાર બેઠી હશે ત્યાં એકાએક નરેન બોલી ઉઠયો: 'તું કોણ છે ?'

લલિતાએ કહ્યું : 'શું મને નથી ઓળખી શકતા ?'

ઉગ્ર સ્વરે નરેન બોલ્યો: 'ઓળખું છું. પણ તું અહીં શા માટે ? તને ખબર છે. હું તારો તિરસ્કાર કરું છું.'

લલિતા વેદનાભર્યા હૈયે નરેનના કપાળ પર હાથ ફેરવવા લાગી. થોડીવાર પછી નરેને ઉત્તેજીત ભાવે લલિતાનો હાથ તરછોડી કહ્યું: 'મને અડીશ નહિ, ઉભી થા.'

લલિતા સ્તબ્ધ ભાવે બેસી રહી. શું નરેન એની ઘૃણા કરે છે ? આ સાચું કે પ્રલાપ હશે ? ઘણીવાર પ્રલાપ વચ્ચે મનની સાચી વાત નીકળી જાય છે. લલિતાના સમગ્ર દેહમાં વિદ્યુત પ્રવાહ વહેવા લાગો

જાણે નયનવદન તો સળગવા માંડયાં. નરેને ફરી ચિત્કાર કરતાં કહ્યું: 'મને અડીશ નહિ, અડીશ નહિ, હું તારી ઘૃણા કરું છું.'

લલિતાના નયનો સંકુચિત થયાં; તે દાંતે દાંત દબાવીને ઉભી થવા ગઈ, સામે જ અપર્ણા ઉભી હતી. શરમથી એનું વદન લાલ થઇ ગયું. તે એકદમ ઉભી થઈ અપર્ણાની બાજુમાંથી પસાર થઇ ઓરડા બહાર નીકળી ગઈ.

બહાર આવીને લલિતા ઉભી રહી શકી નહિ, એનું માથું જાણે ઘુમી રહ્યું હતું. રેલીંગ પકડીને ધીરેધીરે તે વરંડામાં સૂઈ ગઈ. તરત તેની ચેતના વિલુપ્ત થઈ ગઈ.

જ્યારે શુદ્ધિ આવી ત્યારે માથું એટલું ભારે હતું કે ઉઠવા જતાં ઉઠી શકાયું નહિ, થાકીને પોતાના હાથ પર માથું રાખી ફરી તે સૂઈ ગઇ. એકાએક બાજુના ઓરડામાંથી કોઈના કથોપકથનનો સ્વર એના કાન પર અથડાયો. અપર્ણા સાથે જે કામવાળી દેશમાંથી આવી હતી તે કામવાળી ડોશીમાને કહી રહી હતી: 'આ છોકરી જ બધા દુઃખનું મૂળ છે. એના કારણે જ વહુ સાથે ભાઇને બનતું નથી. તે ગમે તે હોય સ્વામી તો છે જ ને? અને છોકરો માંદો હોવાથી મોટા બહેન પણ આવી શકયાં નહિ; એટલે ન છૂટકે વહુને આવવું પડયું. શું કહું માજી, વહુ તો સારા ઘરની છોકરી છે તે આટલી વાત કરે છે, આપણે હોઇએ તો...'

લલિતાના હૈયામાં જાણે સળગતી ચીનગારી ચંપાણી. તે ઉભી થઇને જવા માટે તૈયાર થઇ, પરંતુ માથું ઉંચુ કરી શકાયું નહિ.

થોડીવાર પછી હાથમાં દીવો લઇને ડોશીમા આવ્યાં અને બોલ્યા. 'લે મા, આમ ઠંડીમાં સૂઇ રહેવાય કે? અંદર ચાલો.'

'ના, મારું માથું ખૂબ દુઃખે છે.' કહીને લલિતાએ છેડાવતી મોઢું છૂપાવ્યું. એનું શરીર ધ્રૂજી રહ્યું હતું.

વહેલી સવારે ડોશીમાએ આવીને કહ્યું. 'દિકરી, શું તને તાવ આવ્યો છે?'

લલિતાએ ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું. 'જલ્દી એક ગાડી બોલાવી દો.'

ડોશીમા એક ગાડી લઈ આવ્યા, લલિતા ધ્રૂજતી ધ્રૂજતી ગાડીમાં બેઠી. જતી વખતે નરેનના ઓરડા સામે જોવાનું પણ તે સાહસ કરી શકી નહિ.

આહ પોતે કેવી ભૂલ કરી છે! પોતાના જ ખાતર નરેનબાબુ શું પત્નીનું મોઢું જોતા નથી? શા માટે? નરેનબાબુ સાથે શો સંબંધ છે? પોતાના લીધે કેવો ભયંકર ગૃહવિચ્છેદ ઉભો થયો છે! એક સામાન્ય નોકરડી પણ ઘૃણાની નજરે જુએ છે. લલિતાના માથામાં જાણે જ્વાળા ભભકવા માંડી. શા માટે પોતે સેવા કરવા દોડી ગઇ હતી? શું હૃદયમાં પ્રેમ હતો? પણ એ પ્રેમ પ્રગટ કર-વાની શી જરૂર? શા માટે આટલી નિંદા...આટલો તિરસ્કાર સહવો જોઈએ? મોટાભાઈ જાણશે તો કેવું ખરાબ દેખાશે? ચંપટી સાહેબના પ્રેમનો જે ગર્વથી તિરસ્કાર કર્યો હતો, તે ગર્વ પોતાનું માથું ક્યાંથી ઊંચું રાખી શકાશે? ઓહ, પોતે કેવો વિષમ ભ્રમ ઉભો કર્યો છે!

ત્યાર પછી લલિતાના મનમાં થયું, પોતે પ્રબળ જ્વરમાં પટ-કાણી છે...આનું પરિણામ આવશે સંક્રામક રોગ! લલિતાને ભારે બીક લાગી. બીક પોતા માટે નહિ, પણ ભુપેન માટે લાગી. કદાચ ભાઈ સેવા કરતાં કરતાં આ વ્યાધિમાં સપડાશે તો? ના...ના...ભાઇને પાસે આવવા દેવા ન જોઈએ.

વિચારતાં વિચારતાં લલિતા સૂઈ ગઈ. જ્યારે નિદ્રા ઉડી ત્યારે સંધ્યા થઈ હતી. લલિતાએ આંખ ઉઘાડીને જોયું તો બાજુમાં ચંપટી સાહેબ બેઠા હતા. તે ચમકી ઊઠી. ચંપટી સાહેબે પૂછ્યું : 'અત્યારે કેમ છે?'

લલિતા તીવ્રસ્વરે બોલી: 'આપ અહીં શા માટે બેઠા છો?'

ઉત્તરમાં ચંપટી સાહેબ આછું હસ્યા. લલિતા ઉત્તેજીત ભાવે બોલી ઉઠી: 'આપ ઉભા થઇ જાઓ, મારી પાસે કોઇને આવવાની જરુર નથી.'

ચંપટી સાહેબે હસીને કહ્યું : 'તું ઊઠવાનું કહીશ, તો પણ હું નહિ ઉઠું. પરંતુ તારે ભય રાખવાથી જરૂર નથી, હમણાજ દાકતર આવ્યો હતો, એ કહી ગયો છે, આ તો સામાન્ય જવર છે, માનસિક ઉત્તેજનાના કારણે આ સ્થિતિ ઊભી થઇ છે. એ સિવાય કોઇ પ્રકારની કોઇ શંકા નથી.'

લલિતાએ આંખો બંધ કરી.

૨૯

રોગ મુક્ત થઇને નરેન દેશમાં જવાની તૈયારી કરવા લાગ્યો. બરાબર એ સમયે અચાનક ભાભી આવ્યાં. નરેને આશ્ચર્ય સહિત પ્રશ્ન કર્યો: 'લે, તમે વળી શા માટે આવ્યાં ભાભી ?'

જરા હસીને મહામાયા બોલી: 'તમે સારા થઈ ગયા છો, એ જાણીને તમને જોવા આવી છું.'

લજ્જિત ભાવે નરેન બોલ્યો : 'મારી સાથે મશ્કરી શા માટે ભાભી ? તમે પહેલાં શા માટે નહોતાં આવ્યાં એ શું મારી સમજ બહાર છે ?'

હસીને મહામાયાએ પૂછ્યું : 'ત્યારે સમજી ગયા છો ?'

નરેને કહ્યું: 'તમે આંખમાં આંગળી ઘોચીને સમજાવો છતાં હું ન સમજી શકું, એવો બુદ્ધિ વગરનો તો મને નથી માનતાને ? તમે કેટલી વેદના ભરીને કેવળ મારી આંખો ખોલવા માટે ઘેર બેસી રહ્યાં હતાં, એ સમજવાનું શું મારા માટે બાકી રહ્યું છે ? શું હું તમને નથી ઓળખતો ભાભી ?'

નરેનનો કંઠસ્વર ગાઢ થઈ ગયો, આંખો ભીની થઇ, મહામાયા મૃદુ હસી. નરેન પોતાને જરા સંભાળી લઇને બોલ્યો : 'મેં એક બે દિવસમાં જ દેશમાં આવવાનું નક્કી કર્યું છે.'

શ્લેષભર્યા હાસ્ય સહ મહામાયા બોલી : ‘ વળી પાછા મલેરિયાના ધામમાં જશો ? ’

નરેને શરમથી માથું નમાવ્યું. મહામાયાએ કહ્યું : ‘ એ તો તમારી ઇચ્છા હોય ત્યાં તમે જઈ શકો છો. હું તમારી પાસે નથી આવી; હું આવી છું નિમંત્રણ સાચવવા. ’

‘ નિમંત્રણ ! ’ કહીને નરેન વિસ્મય ભરી નજરે જોઈ રહ્યો. મહામાયાએ સાડીના છેડે બાંધેલો એક પત્ર કાઢીને નરેનના હાથમાં મૂક્યો. નરેને આગ્રહ પુર્વક પત્ર વાંચવો શરૂ કર્યો:—

‘ બહેન,

તમારો પત્ર મળ્યો છે, તમારા દિયરને ઘણું સારું થઇ ગયું છે, પણ હજી નબળાઇ ઘણી છે. તેઓ દેશમાં આવવા માટે ખૂબ ઉતાવળા થઈ ગયા છે. વૈદ્યરાજ કહે છે, આ સ્થિતિમાં દેશમાં જવું સારું નથી, પશ્ચિમમાં કોઈ સારા સ્થળે હવાફેર માટે જવું જરૂરી છે. પરંતુ એ માનતા નથી, કહે છે, દેશમાં ગયા પછી બધું સારૂં થઇ જશે. મારી વાત માનશે નહિ. તમે એકવાર આવી જાઓ તો ઘણું સારૂં. મને લાગે છે કે તમારી વાત માન્યા વગર રહેશે નહિ.

તમે નહિ આવો તો કેમ ચાલશે બહેન ? પશ્ચિમમાં કોઇપણ સ્થળે જવું તો પડશે, તમે સાથે ન હો તો કેમ ચાલે ? હું અહીં આવી છું એ સાચું, પરંતુ તમારા વગર વિદેશમાં કોઇ સ્થળે મારાથી જઇ શકાશે નહિ. જેમ બને તેમ તમે જલ્દી આવો, નહિ તો વાયુપરિવર્તન માટે ક્યાંય જઇ શકાશે નહિ.’

પત્ર વાંચી લીધા પછી નરેને હસીને પૂછ્યું : ‘ આ તમારું નિમંત્રણ કેમ ?’

જરા હસીને મહામાયા બોલી : 'હવે કયે સ્થળે જવું છે એ કહો જોઉં.'

પરંતુ નરેન સહજમાં ક્યાંય જવા માટે સંમત ન થયો, મહામાયા પણ છોડે એમ નહોતી. ઘણા તર્ક–વિતર્ક પછી અંતે મહામાયાનો વિજય થયો. બધા મધુપુર જવા રવાના થયા. નરેને ડોશીમાને સાથે લેવા માટે ઘણો આગ્રહ કર્યો પણ ડોશીમા ન આવ્યાં; તે બોલ્યાં : 'ના ભાઇ, તમને સારું થયું છે, એ જ મારાં ભાગ્ય. હું અહીંથી ચાલી જઉં તો બધા છોકરાઓની સંભાળ કોણ રાખે?'

એક માસ મધુપુરમાં રહ્યા પછી નરેન ખૂબ તંદુરસ્ત થઇ ગયો. મહામાયા દેશમાં પાછા ફરવાનો ઉદ્યોગ કરવા લાગી. આ સમયે એક દિવસ નરેન ફરીને ઘર તરફ આવતો હતો; એકએક પાછળથી કોઇએ ઉચ્ચ સ્વરે સાદ કર્યો : 'નરેન બાબુ!'

નરેને ચમકીને પાછળ જોયું તો લલિતા અને ચંપટી સાહેબ! તે એકદમ ઉભો રહી ગયો. ચંપટી સાહેબે દોડતા આવીને નરેનનો હાથ પકડયો અને ઉલ્લાસભર્યા સ્વરે કહ્યું : 'આ સ્થળે આપને જોઇ શકીશું એવી અમે આશા જ નહોતી રાખી.'

કહીને તેમણે પાછળ લલિતા તરફ હસીને જોયું. નરેને કહ્યું : 'હું લગભગ એક માસથી હવાપરિવર્તન માટે અહીં આવ્યો છું.'

ચંપટી સાહેબે હસીને કહ્યું: 'લલિતા માટે પણ એમ બન્યું છે. એણે તો શરીર સાથે જીંદગીનું પણ પરિવર્તન કરી નાખ્યું છે.'

લલિતા નજીક આવી પહોંચી હતી. નરેને એના ચહેરા સામે વિસ્મય પુર્ણ નજર કરી, તે મૃદુ હાસ્ય સાથે નીચું જોઇ ગઇ.

ચંપટી સાહેબે હર્ષ–પ્રફુલ્લ સ્વરે કહ્યું: 'આવતી કાલે અમારાં લગ્ન છે. આપની હાજરીથી લલિતાના આનંદનો પાર નહિ રહે.'

લલિતા શાંત પ્રફુલ્લ સ્વરે બોલી: 'ચંપટી સાહેબનું અનુમાન ખૂબ સાચું છે નરેનબાબુ, આપને આવવું જ પડશે. તે સિવાય....'

જરા રહીને લલિતા પુનઃ બોલી: 'તે સિવાય અપર્ણાને પણ આવવું પડશે. ચાલો, એમને પણ નિમંત્રણ દઇ આવીએ.'

નરેન બધાને લઇને મકાન પર આવ્યો. નરેને અંદર જઇ મહામાયા તથા અપર્ણાને લલિતાના આગમન સંવાદ અને લગ્ન સમાચાર જણાવ્યા. લલિતા અપર્ણાની સામે આવીને બોલી: 'હું બીજી કોઈ વાત સાંભળીશ નહિ ભાભી, હું બ્રાહ્મ હોઉં કે ખ્રિસ્તી હોઉં, તમારે આવવું જ પડશે. શા માટે નહિ, આ લગ્નથી આપણા એક ભયંકર વિવાદનું સમાધાન થઇ જશે.'

અપર્ણાએ લલિતાને બંને હાથ વતી પકડી લઇ કોમળ મધુર સ્વરે કહ્યું: 'એ સમાધાન તો કયારનું થઈ ગયું છે બહેન, અને તેં જ એ કર્યું છે. સ્ત્રીનું હૃદય શું સ્ત્રી ન ઓળખી શકે?'

અપર્ણાના હાસ્ય પ્રફુલ્લ વદન સામે જોઇને નરેન સ્તબ્ધ ભાવે ઊભો રહ્યો.

—શેષ—